# : પ્રસ્તાવના :

આ "લેખશિક્ષક" નામનું પુસ્તક શિક્ષકવર્ગ તેમજ વિદ્યાર્થી વર્ગ તથા જાહેર પ્રજા સમક્ષ રજુ કરવાનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાર્થીઓની લેખન શકિત તથા શૈલી સુધરે તેમજ વિદ્યાર્થીઓ ધાર્મિક તથા નૈતિક જ્ઞાન પ્રાપ્ત કરે અને તેમાં અભિવૃદ્ધિ કરે તે છે. વિદ્યાર્થીનીઓની લેખનશૈલી તેમજ વકતૃત્વશકિતનો વિકાસ થાય તે અતિ અગત્યનું છે અને તે સંબંધી શિક્ષક વર્ગે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. પ્રત્યેક લેખમાં અને મુખ્યત્વે નિબંધ લખવામાં વિષયના મુખ્ય મુદ્દાઓ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. મુખ્ય મુદ્દાઓ તારવી કાઢી, તેમનું યોગ્ય વર્ગીકરણ કરી વિવેચન કરવાનું ધ્યાનમાં રાખવું જરૂરી છે. વળી, પ્રત્યેક લેખ લખવામાં ભાષા અને જોડણી તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. ભાષા શુદ્ધ અને સરળ હોવી જોઇએ, અને જોડણીના સામાન્ય નિયમો સાચવવા જોઇએ.

આ પુસ્તકમાં જુદા જુદા વિષયોના લેખોને વર્ગવાર અનુક્રમે ગોઠવવામાં આવ્યા છે જેથી વિદ્યાર્થીઓની શકિતઓ ક્રમે ક્રમે વિકસે. પ્રથમ વર્ણનરૂપ નિબંધ આપવામાં આવ્યા છે અને ત્યારપછી વિવેચનરૂપ નિબંધ આપવામાં આવ્યા છે. વર્ણનરૂપ નિબંધ શીખવવામાં શિક્ષકે જે પ્રાણી પદાર્થ યા વસ્તુ વિદ્યાર્થીઓએ જોએલી હોય તેને પ્રથમ પસંદ કરી નિબંધ લખાવવા પ્રયાસ કરવો જોઇએ. વળી, કોઇ અપરિચિત પ્રાણી યા વસ્તુ વિષે નિબંધ લખાવવાનો હોય તો તે પ્રાણી યા વસ્તુનું ચિત્ર વિદ્યાર્થી સમક્ષ મૂકવું જોઇએ, કે જેથી વિદ્યાર્થી તેનું ચિત્રમાં જોઇ વર્ણન કરી શકે. વર્ણન શકિતને ખીલવવી એ વર્ણનરૂપ નિબંધ લખાવવાનો એક ઉદ્દેશ હોય છે, માટે તે શકિતનો વિકાસ થાય તે તરફ શિક્ષકે ધ્યાન આપવું જોઇએ.

આ પુસ્તકમાં ગુજરાતી પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓને તથા અન્ય વાંચક વર્ગને ઉપયોગી થઇ પડે તેવી વાર્તાઓ, અરજીઓ, રિપોર્ટ, કાગળ વિ. લખવાની પદ્ધતિઓ બતાવવામાં આવી છે. વળી, આ પુસ્તકમાં જનસમૂહમાં પ્રચલિત કેટલીક કહેવતો નિબંધ રીતે લખવામાં આવી છે.

'પંચતંત્ર' નામના સંસ્કૃત પુસ્તકમાં અનેક રસિક અને બોધદાયક વાર્તાઓ આપેલી છે, તેમાંથી કેટલીક રસિક અને બોધદાયક વાર્તાઓ આ પુસ્તકમાં સારરૂપે આપવામાં આવી છે. વળી, કેટલીક વાર્તાઓની મૂળ વસ્તુ ભિન્ન ભિન્ન પુસ્તકો પરથી લેવામાં આવી છે તેથીતે સર્વ ગ્રંથકારોનો તે માટે આભારી છું.

વળી, વાર્તાલેખનના વિષયમાં શિક્ષકે વાર્તાને લગતું ચિત્ર વિદ્યાર્થીઓ સમક્ષ એવી રીતે મૂકવું કે જેથી તેઓને તેમાં અત્યંત રસ ઉત્પન્ન થાય, વાર્તા શીખવવા માટે શિક્ષકે વાર્તા કહી જવી એટલું જ જરૂરી નથી પરંતુ શિક્ષકે વાર્તામાં આવતા કઠિન શબ્દોની જોડણી તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું, અને તેવા શબ્દો કાળા પાટીઆ ઉપર લખી બતાવવા. શિક્ષકે વાર્તા કહ્યા પછી કોઇ વિદ્યાર્થીને તે વાર્તા કહી જવા કહેવું, અને ત્યાર પછી વાર્તા સંબંધી અમુક પ્રશ્નો વિદ્યાર્થીઓને પૂછી વાર્તાનું સચોટ જ્ઞાન આપવું.

શિક્ષક વર્ગ તેમ જ વિદ્યાર્થી વર્ગ તથા અન્ય વાંચક વર્ગ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ ધ્યાનમાં રાખી તેનો ઉપયોગ કરશે તો લેખકનો પ્રયત્ન મહત અંશે સફળ થએલો ગણાશે.

લી.

ચંદુલાલ સી. શાહ

તથા

ચુનીલાલ એમ. શાહ

(રિટાયર્ડ એજ્યુકેશનલ ઓફીસર)

# નિબંધ લખનારને સામાન્ય સૂચનાઓ:—

(૧) જે વિષય ઉપર નિબંધ લખવાનો હોય, તે સંબંધી બને તેટલા મુદ્દા શોધી કાઢવા; આ પુસ્તકમાં જે નિબંધ આપેલા છે તે નિબંધના મુદ્દા કેવા છે તે પર વિદ્યાર્થીઓએ અવશ્ય લક્ષ આપવું જોઇએ.

(૨) તારવી કાઢેલા મુદ્દાઓને ક્રમવાર ગોઠવવા.

(૩) દરેક મુદ્દાનું ક્રમવાર વિવેચન કરવું, અને મુદ્દાવાર પેરેગ્રાફ પાડવા.

(૪) લખાણ સારા અક્ષરે કરવું, અને ભાષા તથા જોડણી તરફ ખાસ ધ્યાન આપવું.

(૫) અલ્પ વિરામ, અર્ધ વિરામ, પૂર્ણ વિરામ, પ્રશ્નાર્થ ચિન્હ તથા આશ્ચર્ય ચિહ્નોનો બરાબર ઉપયોગ કરવો.

(૬) જોડણીમાં હસ્વ 'ઇ' અને દીર્ઘ 'ઈ' નો ભેદ તેમજ હસ્વ 'ઉ' અને દીર્ઘ 'ઊ' નો ભેદ ધ્યાનમાં રાખવો.

(૭) મુદ્દાઓ તારવી કાઢવામાં નીચેની હકીકત ખાસ ધ્યાનમાં લેવી. કોઇ પ્રાણી વિષે નિબંધ લખતાં મુદ્દાઓ શોધવા હોય તો પ્રાણી કેવું હોય છે, કયાં થાય છે, કોને મળતું આવે છે, શા ઉપયોગમાં આવે છે, તેની કઇ કઇ ખાસીયતો છે, તેની ઉપયોગિતા તથા ખાસીયત વિષે કંઇ જાણવા જોગ વાતો, દૃષ્ટાંત છે કે નહિ તે સર્વનો વિચાર કરી મુદ્દાઓ શોધી કાઢવા. કોઇ પદાર્થ સંબંધી પણ ઉપરની રીતે મુદ્દાઓ તારવી શકાય. નિબંધ લખવામાં વિષયને સંબંધ ધરાવનાર ઐતિહાસિક વાર્તાઓ અને દૃષ્ટાંતોનો ઉપયોગ કરવો. વળી, જનસમાજમાં પ્રચલિત કહેવતનો ઉપયોગ નિબંધમાં કરી શકાય.

(૮) પ્રત્યેક અનુકરણીય નિબંધમાં અર્થગૌરવ તથા ભાષા ગૌરવ હોવાં જોઇએ તે વિદ્યાર્થીએ લક્ષમાં રાખવું જોઇએ, અને અને તેથી ઉપર્યુક્ત સૂચનાઓ પર વિદ્યાર્થીએ અવશ્ય ધ્યાન આપવું જોઇએ.

લી.

**ચંદુલાલ સી. શાહ**

તથા

**ચુનીલાલ એમ. શાહ**

( રિટાયર્ડ એજ્યુકેશનલ ઓફીસર )

# વાર્તા લેખન

વિદ્યાર્થીઓને તથા બાળકોને વાર્તાઓ સાંભળવી બહુ ગમે છે. વાર્તા લખતી વખતે નીચેના મુદ્દાઓ પર પ્રત્યેક વિદ્યાર્થીએ અવશ્ય લક્ષ આપવું જોઇએ. વાર્તાની ભાષા સરળ અને શુદ્ધ હોવી જોઇએ, તે ઉપરાંત વાર્તા રસિક અને બોધદાયક હોવી જોઇએ. વાર્તા લેખનના જે નમુનાઓ દર્શાવવામાં આવ્યા છે તે પર વિદ્યાર્થીએ અવશ્ય લક્ષ આપવું જોઇએ.

# અનુક્રમણિકા.

૨૧૬૪૩

# વાર્તાલેખન

## વાંદરો અને લાકડામાંની ફાચર

**દેવસ્થાન**

એક વખત એક ધનિકે ગામ બહાર દેવસ્થાન બંધાવવાનું શરૂ કર્યું. તે સ્થળે એક વૃક્ષ પર એક વાંદરાનું ટોળું રહેતું હતું. એક દિવસ બપોરે જ્યારે સર્વ સુથારો અને કડીઆઓ કાર્યમાંથી નિવૃત્ત થઇ ગામમાં ગયા હતા તે વખતે એક વાંદરો પાસે પડેલા પાટડા પર જઈ બેઠો. તે પાટડો વ્હેરેલો હતો અને તેમાં એક ફાચર બેસાડેલી હતી.

**એક વાંદરાનું અટકચાળું**

તે વાંદરાએ ફાચરને ઝાલી ખેંચવા માંડી જેથી તે ફાચર પાટડામાંથી બહાર નીકળી પડી અને તે વાંદરાનો શરીરનો ભાગ તથા પુંછડી તે પાટડાની અંદર આવવાથી તે વાંદરો ચગદાઈ મૃત્યુવશ થયો.

**સાર**

પ્રત્યેક મનુષ્યે અન્ય મનુષ્યના કાર્યમાં જ્ઞાન અને હેતુ વિના વચ્ચે પડવું ન જોઈએ. કારણ કે, તેમ કરવાથી આ વાર્તામાં દર્શાવ્યા મુંજબ અનિષ્ટ પરિણામ નીપજવાનો સંભવ છે.

## વાંદરો અને પક્ષી

**વાનરોનો સમૂહ** એક નિર્જન પ્રદેશમાં વાનરોનું એક મોટું ટોળું રહેતું હતું. વર્ષાઋતુમાં એક દિવસ તે સ્થળે પુષ્કળ વરસાદ વરસ્યો અને અતિશય ઠંડી પડી. તેઠંડીમાંથી બચવા તે વાનરોએ અનેક ઉપાયો કર્યા પરંતુ તેઓ ઠંડી દૂર કરી શકયા નહિ, તેવામાં તે વાનરોએ ચણોઠીઓ જોઇ અને તેમને ભેગી કરી અગ્નિ સમજી ફુંકો મારવા લાગ્યા. તેઓનું આ મૂર્ખાઇનું કૃત્ય જોઇ એક ડાહ્યા પક્ષીએ તેમને કહ્યું કે તે અગ્નિની ચીનગારીઓ ન હતી પણ ફક્ત ચણોઠીઓ હતી. આ પક્ષીનું કથન સાંભળી એક વાનરે તે પક્ષીને મૂર્ખને ઉપદેશ ન આપવાનું સમજાવ્યું. પરંતુ, આ પક્ષીએ તે વાનરની સલાહ ન માની અને ઉપદેશ આપવાનો ચાલુ રાખ્યો.

**પક્ષીનું મૃત્યું** આ પક્ષીના બડબડાટથી એક વાનરે તેને પકડી મારી નાંખ્યું.

**સાર** મૂર્ખાઓને ઉપદેશની કંઈ અસર થતી નથી અને ઉપદેશકની કંઇ કિંમત થતી નથી. વળી મૂર્ખાઓને ઉપદેશ આપવાથી કેવા અનિષ્ટ પરિણામનો સંભવ રહે છે તે આ વાર્તા પરથી સ્હેજમાં સમજી શકાય છે.

## સંપીદાસ

**સંપીદાસ અને તેમનું કુટુંબ** સંપીદાસ નામે એક ગૃહસ્થ હતા. તેમને ચાર પુત્ર હતા. સંપીદાસના કુટુંબમાં સંપ અને શાંતિ હતાં. ચારે પુત્રો મોટા થયા પછી ભિન્ન ભિન્ન ધંધામાં પડેલા પરંતુ તેમની આવક

એકજ તિજોરીમાં મુકવામાં આવતી હતી. વળી ચારે પુત્રો એક જ મકાનમાં સાથે રહેતા હતા.

**ચોરીનો બનાવ**

એક દિવસ રાત્રે બે બદમાસો સંપીદાસના ગૃહમાં તિજોરીવાળા ઓરડામાં ચોરી કરવા પેઠા. સંપીદાસના એક પુત્રને આ બાબતની શંકા ગઇ અને તેથી તેણે તેના અન્ય ભાઇઓને જગાડયા અને યુકિતપૂર્વક અને હિંમતથી પ્રથમ બે ભાઈઓ તે ઓરડામાં પેઠા અને ચોરોને પકડવાનો પ્રયત્ન કર્યો. એટલામાં, અન્ય બે ભાઈઓ તે ઓરડામાં આવ્યા અને બે ચોરોને બળજબરીથી ઝાલી રાખ્યા. વળી, વૃદ્ધ સંપીદાસ તેવામાં ત્યાં દોરડા સાથે આવ્યા અને બદમાસોને બાંધી પોલીસને બોલાવી ચોરો તેમને હવાલે કર્યા.

આ પ્રમાણે સંપથી સંપીદાસ તથા તેમના પુત્રોએ તેમની **સાર** મીલ્કતનું રક્ષણ કર્યું.

## હાથી અને અંધ મનુષ્યો

**અંધ મનુષ્યોના હાથી વિષે અભિપ્રાય**

એક વખત છ અંધ મનુષ્યોને હાથી કેવો છે તે જાણવાની જીજ્ઞાસા થઈ. તેઓ હાથી પાસે ગયા અને તેઓમાંનો એક હાથી તરફ જઇ તેના વિશાળ અને મજબુત શરીરના ભાગને અડકી એવી મતલબનું બોલ્યો કે હાથી દિવાલ જેવો છે. ત્યારપછી, બીજોઅંધ મનુષ્ય હાથીના દંતૂશળને અડકી બોલ્યો કે હાથી ભાલા જેવો છે. ત્રીજાએ હાથીની સૂંઢ તપાસી કહ્યું કે હાથી સર્પ જેવો છે. ચોથા અંધ મનુષ્યે હાથીની ઘુંટણને તપાસી કહ્યું કે હાથી વૃક્ષ જેવો છે. પાંચમો મનુષ્ય હાથીના કાનને અડકયો અને તેથી

તેણે કહ્યું કે હાથી પંખા જેવો છે, અને છઠ્ઠા અંધ મનુષ્યે હાથીની પુંછડી તપાસી અને કહ્યું કે હાથી દોરડા જેવો છે.

**તકરાર** ઉપર પ્રમાણે, છ અંધ મનુષ્યોએ હાથીને તપાસી તેનું ભિન્ન ભિન્ન વર્ણન કરી અંદર અંદર તકરાર કરવા લાગ્યા. પ્રત્યેક અંધ મનુષ્ય હાથી વિષેના પોતાના વર્ણનને સત્ય ગણવા લાગ્યો અને પોતાના અભિપ્રાયને મજબુત રીતે વળગી રહ્યો.

**સાર** પ્રત્યેક અંધ મનુષ્યનું હાથી વિષેનું વર્ણન તે હાથીના શરીરના ભિન્ન ભિન્ન અવયવોનું વર્ણન હતું અને તેથી પ્રત્યેક અંધ મનુષ્યનું હાથી વિષેનું વર્ણન કેટલેક અંશે સત્ય હતું પરંતુ કોઇપણ અંધ મનુષ્યનું હાથીનું વર્ણન સંપૂર્ણ સત્ય નહતું. કોઈપણ બાબતનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યાં સિવાય તે વિષે વાદવિવાદ કરવો અયોગ્ય જ ગણાય; તેથી, પ્રત્યેક મનુષ્યે કોઈપણ વિષયનો અભિપ્રાય બાંધતાં પહેલાં તે વિષયની પૂર્ણ માહિતી પ્રાપ્ત કરવા કાળજી રાખવી જોઇએ.

## મુનિ અને ઉંદર

**ઉંદર ક્રમે ક્રમે વાઘ બન્યો.** એક મહાતપા નામે મુનિ હતા. એક વખત તેમણે એક ઉંદરને બચાવ્યો અને તેનું પોષણ કરી તેને ઉછેર્યો. એક પ્રસંગે તે ઉંદર બિલાડીથી બ્હી ગયો અને તેથી મુનિએ તેને ઉંદરમાંથી બિલાડીના સ્વરૂપમાં મૂકયો; પરંતુ તે બિલાડીના સ્વરૂપનો ઉંદર કુતરાથી ડરવા લાગ્યો તેથી તે મુનિએ તેને કુતરો બનાવ્યો. હવે તે ઉંદર કુતરો બન્યો પણ તે વાઘથી ડરવા લાગ્યો તેથી તે મુનિએ તેને વાઘ બનાવ્યો.

**ઉંદરનો વિચાર; વાઘમાંથી ઉંદર.**

તે ઉંદર વાઘ બન્યો પરંતુ તેણે વિચાર કર્યો કે જ્યાંસુધી તે મુનિ જીવશે ત્યાંસુધી મુનિને લીધે તે ઉંદરમાંથી વાઘ બન્યો છે તેવી હીણપદ વાર્તા ચાલુ રહેશે; તેથી તે વાઘના સ્વરૂપનો ઉંદર મુનિનો નાશ કરવાનો વિચાર કરી મુનિ તરફ ગયો. મુનિએ આ સર્વ હકીકત જાણી તેને વાઘમાંથી ઉંદર બનાવ્યો.

**સાર** નીચ મનુષ્યને પ્રશંસનીય ઉંચપદ આપવું ન જોઇએ કારણ કે નીચ મનુષ્ય ઉંચપદ પ્રાપ્ત કરી તેનો દુરૂપયોગ કરવા પ્રેરાય છે.

## સિંહ અને ઉંદર

એક દિવસ એક જંગલમાં એક સિંહ સૂતો હતો. તે વખતે તેના શરીરપર એક ઉંદરે દોડા દોડ કરી અને તેથી તે ઉંઘતો સિંહ જાગી ગયો.

**સિંહની ઉંદરને માફી**

તે સિંહે તે ઉંદરને તેના પંજામાં પકડયો અને તેને મારી નાંખવાની તૈયારીમાં હતો તેવામાં તે ઉંદરે પોતાને જીવનદાન આપવા તે સિંહને આજીજી કરી; આથી, સિંહે તે ઉંદરને છુટો કર્યો.

**શિકારીની જાળમાં સિંહ**

ત્યારપછી, એક વખત તે સિંહ એક શિકારીની જાળમાં સપડાયો. તે સિંહે તેમાંથી નીકળવા મોટી ગર્જનાઓ કરી તથા અનેક રીતે પ્રયત્નો કર્યા પરંતુ તે સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા;

**ઉંદરની મદદ અને સિંહનો છૂટકારો** તેટલામાં તે ઉંદરે તે સિંહને દુર્દશામાં જોયો અને તેથી તે ઉંદર ત્યાં આવ્યો. તે ઉંદરે તરતજ તે જાળનાં દોરડાં કાતરવાનું શરૂ કર્યું અને અલ્પ સમયમાં તે જાળ કાપી નાંખી તેથી તે સિંહ જાળમાંથી છુટો થઈ શકયો.

**સાર** આ વાર્તાપરથી સ્પષ્ટ થાય છે કે નાનાં પ્રાણી પણ કરેલો ઉપકાર ભૂલી જતાં નથી; આથી, મનુષ્યોએ ઉપકારનો બદલો વાળવાની તક પ્રાપ્ત થતાં તે ચૂકવી ન જોઇએ. વળી, મનુષ્યોએ દયાના દૈવી ગુણને કેળવી તેનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ.

## પ્રજા હિતેચ્છુ રાજા

**રાજ્યની સ્થિતિ** એક વખત એક રાજા પોતાની પ્રજા આળસને પ્રિય ગણે છે તેવું દેખી દુઃખી થયો. આથી, તે રાજાએ પ્રજાવર્ગને સ્વાશ્રયનો સચોટ દષ્ટાંત આપવાનો નિશ્ચય કર્યો.

**શિલા અને તેનો ઉપયોગ** એક રાત્રે તે રાજાએ એક મોટો પત્થર રસ્તાની વચ્ચે મુકાવ્યો. બીજે દિવસે, અમલદારો, વેપારીઓ, વિ. સર્વ લોકો તે પત્થરની બાજુએ થઈને જતા હતા પરંતુ કોઇએ તે પત્થરને દૂર ખસેડવા કંઇ કર્યું નહિ પણ રાજ્ય વહીવટનો દોષ કાઢવા લાગ્યા. એક અઠવાડીઆ સુધી તે પત્થર ત્યાં પડી રહ્યો. ત્યારપછી, તે રાજાએ તે પત્થર રસ્તાપરથી દૂર કરાવ્યો.

**શિલા નીચે ધનની પેટી** પત્થર નીચે એક ધનથી ભરેલી પેટી હતી અને તેના પર 'જે પત્થર દૂર કરે તેના માટે' તેવી મતલબના શબ્દો લખેલા હતા. પ્રજાવર્ગના લોકો પોતાની આળસનો સચોટ પુરાવો દેખી શરમાઇ ગયા.

**સાર** જે ઉદ્યોગી છે તે ધન પ્રાપ્ત કરે છે. એટલું જ નહિ પરંતુ તે અનેક સદ્‌ગુણો પ્રાપ્ત કરે છે. મનુષ્ય માત્રની ફરજ છે કે તેણે નિરંતર સ્વાશ્રયી બનવું જોઇએ.

## સસલું અને કાચબો

**સસલું અને કાચબો.** સસલા અને કાચબા વિષે આ રમુજી વાર્તા છે. સસલું દોડવામાં અત્યંત ચપળ હોય છે, અને કાચબો મંદગતિનો હોય છે. એક વખત સસલાએ અને કાચબાએ દોડવાની શરત કરી.

**દોડવાની શરત** સસલું અલ્પસમયમાં કાચબા કરતાં અત્યંત આગળ વધી ગયું; આ પરથી, સસલાએ આરામ લીધા પછી નકકી કરેલી જગ્યાએ દોડી જવાનો વિચાર કર્યો. સસલું આરામ લેતાં ઉંઘમાં પડયું, પરંતુ કાચબો ધીમેધીમે ચાલતાં નકકી કરેલી જગ્યાએ આવી પહોંચ્યો. સસલું તેવામાં જાગી ઉઠયું અને તેને ખબર પડી કે કાચબો તેનાથી પહેલાં નકકી કરેલા સ્થળે પહોંચી ગયો હતો.

**સાર** કાચબા સાથેની શરતમાં સસલાએ હદ ઉપરાંતની જીતની આશા રાખવાથી તથા આરામ લેતાં નિદ્રામાં પડવાથી સસલાની હાર થઇ. વળી, આ વાર્તાપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ધીમે ધીમે પણ નિરંતર ઉદ્યોગ કરનાર મનુષ્ય વિજયી બને છે.

## બે પોપટનાં બચ્ચાં

**બે પોપટનાં બચ્ચાં** એક વખત એક મનુષ્યે બે પોપટનાં બચ્ચાં ભિન્ન ભિન્ન મનુષ્યોને વેચ્યાં. તેણે એક પોપટનું બચ્ચું એક સદ્‌ગૃહસ્થને ત્યાં વેચ્યું અને બીજું પોપટનું બચ્ચું એક વાઘરીને વેચાતું આપ્યું.

**કેળવણીની અસર** સદ્‌ગૃહસ્થને ત્યાં વેચાયલું પોપટનું બચ્ચું ક્રમે ક્રમે સારા વાતાવરણથી મીઠા અને મધુર અવાજો કરતાં શીખ્યું તથા "આવો, બેસો" વિ. બોલતાં શીખ્યું; પરંતુ વાઘરીને ત્યાં જે પોપટના બચ્ચાને વેચવામાં આવ્યું હતું તે અપશબ્દો વિ. બોલતાં શીખ્યું અને કઠોર અવાજ કરતાં શીખ્યું. આ પ્રમાણે ભિન્ન ભિન્ન કેળવણીથી બે પોપટનાં બચ્ચાંઓ ભિન્ન ભિન્ન રીતે વર્તતાં શીખ્યાં.

વાતાવરણની કેવી અને કેટલી અસર થાય તે પ્રત્યેક બાળકે આ વાર્તાપરથી સ્પષ્ટ રીતે સમજવું જોઈએ. વાતાવરણની અસર જેમ પક્ષીઓને થાય છે તેમ મનુષ્યોને પણ થાય છે. ગુજરાતી ભાષામાં ટુંકી પણ સચોટ કહેવત છે કે "સોબત તેવી અસર."

**સાર** આ પરથી, પ્રત્યેક મનુષ્યે બાળકોની બાબતમાં અવશ્ય કાળજી રાખવી જોઈએ અને તેઓનામાં ખરાબ સોબતથી કુટેવો ન પડે તે માટે ખાસ લક્ષ આપવું જોઈએ.

## પારધી અને કબુતરોનો રાજા

**કબુતરો પારધીની જાળમાં** એક વખત એક પારધીએ એક વૃક્ષ નીચે જાળ પાથરી અને તે પર અનાજના દાણા વેર્યા. એક કબુતરોનું ટોળું જે તે માર્ગે થઇને જતું હતું તે, દાણાની લાલચમાં તે જાળ પર બેઠું અને જાળમાં પકડાઈ ગયું.

**કબુતરોના રાજાની સલાહ** સર્વે કબુતરોની દુર્દશા દેખી, કબુતરોના રાજાએ સર્વે કબુતરોને સલાહ આપી કે તેઓએ એકી સાથે જાળ સહિત ઉડવું અને પારધીની દૃષ્ટિથી દૂર ગયા પછી

જાળમાંથી મુક્તિ મેળવવાના ઉપાય કરવા વિષે કહ્યું. સર્વે કબુતરોએ તેમના રાજાના કહેવા મુજબ કર્યું અને તેઓ જાળ સાથે ઉડયાં. તે સર્વે કબુતરોને ઉડતાં જોઇ, પારધી જમીન પર તેમની પાછળ દોડયો પરંતુ અલ્પ સમયમાં સર્વે કબુતરો અતિ દૂર ઉડયાં અને તેથી પારધી નિરાશ થઈ પાછો ફર્યો.

**ઉંદરની મદદ** જાળમાંથી મુક્તિ મેળવવા તે કબુતરોનો રાજા તે સર્વે કબુતરો સાથે, એક ઉંદર જે તેનો મિત્ર હતો તેની પાસે ગયો. ઉંદરે જાળને કાપી નાંખી અને તેથી સર્વે કબુતરો મુકત થયાં.

**સાર** આ વાર્તાપરથી સ્પષ્ટ માલમ પડે છે કે વિપત્તિના સમયમાં મદદ કરે તેજ ખરો મિત્ર કહેવાય. વળી. સન્મિત્રથી અનેક લાભ થાય છે તેથી મનુષ્યમાત્રે યોગ્ય મિત્ર કરવા જોઇએ.

## કુમાર અને બોરની બરણી

**બોરની બરણી** એક વખત એક કુમારે બોરથી ભરેલી એક બરણી દીઠી. તે કુમારે તે બરણીમાં હાથ નાંખી મુઠી ભર બોર લીધાં પરંતુ બરણીનો ઉપરનો ભાગ સાંકડો હોવાથી તે કુમાર પોતાનો હાથ પાછો કાઢી શકયો નહિ. ઉપર પ્રમાણે પુત્રની સ્થિતિ જોઇ, તે છોકરાના પિતા જે નજીકમાં ઉભેલા હતા તેમણે પોતાના પુત્રને ફકત થોડાં બોર લઈ હાથ પાછો કાઢી લેવા કહ્યું.

**પિતાની સલાહ** પિતાની સલાહ પ્રમાણે પુત્રે ફક્ત પાંચ બોર લીધાં અને પોતાનો હાથ સરળતાથી પાછો ખેંચી લીધો, અને તે છોકરો તેટલા બોરથી સંતુષ્ટ થયો.

**સાર** ઉપરની વાર્તાથી સ્પષ્ટ માલમ પડે છે કે લોભ હાનિકર્તા છે, માટે બાળકોએ નાનપણથી લોભ કરવાની કુટેવથી દૂર રહેવું જોઇએ.

## બ્રાહ્મણ અને ત્રણ ઠગ

**બ્રાહ્મણે બકરો ખરીદ્યો**

એક વખત એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. એક દિવસ તેણે પાસેના ગામમાંથી એક સારો અને સુંદર બકરો ખરીદ કર્યો અને ત્યારપછી તે પોતાના ગામ તરફ જતો હતો. રસ્તામાં ત્રણ ઠગોએ આ બ્રાહ્મણને જોયો અને તેઓએ તે બકરો યુકિતપૂર્વક લઈ લેવાનો નિશ્ચય કર્યો,

**ત્રણ ઠગ**

તે બ્રાહ્મણ થોડેક દૂર ગયો એટલે એક ઠગ તે બ્રાહ્મણની સામે આવી આ પ્રમાણે કહેવા લાગ્યો. "ઓ મહારાજ! તમે બ્રાહ્મણ જેવા દેખાવ છો, પરંતુ આ શું! આ કુતરાને તમે કયાં લઈ જાઓ છો?" બ્રાહ્મણ બકરાને કુતરો કહેતાં સાંભળી આ પ્રમાણે બોલ્યો, "તમે ગાંડા જેવા લાગો છો; બકરાને કુતરો કહેનાર તો તમે જ છો." આવું બ્રાહ્મણનું કહેવું સાંભળી પેલો ઠગ આ પ્રમાણે બોલ્યો, "મને તો જે સત્ય લાગ્યું તે મેં કહ્યું; તમને ગમે તે તમે કરો." આવું કથન કહી તે ઠગે ચાલવા માંડયું.

બ્રાહ્મણે આગળ ચાલવા માંડયું, તેવામાં બીજો ઠગ આવીને એવું કહેવા લાગ્યો. "ઓ મહારાજ! આ નિર્જીવ વાછરડાને તમે કયાં લઇ જાઓ છો?" બ્રાહ્મણે જવાબ આપ્યો, "તમે આંધળા જેવા લાગો છો કારણ કે સ્પષ્ટ ચક્ષુએ જે બકરો દેખાય છે તેને તમે મૃત વાછરડો કહો છો." બ્રાહ્મણ આવી રીતનો પ્રત્યુત્તર આપી

આગળ ચાલતો હતો એટલામાં ત્રીજો ઠગ તેને મળ્યો અને બકરાને દેખીને ગધેડું છે તેવું કહેવા લાગ્યો.

આવી રીતે દરેક મનુષ્યે ભિન્ન ભિન્ન સ્વરૂપમાં બકરાને વર્ણવ્યું તેથી તે બ્રાહ્મણે વિચાર કર્યો કે આ ખરેખર બકરો નહિ પરંતુ માયાવી રાક્ષસ હશે કે જેથી તે પોતાનું સ્વરૂપ વારંવાર બદલી શકે છે. આવો વિચાર કરી તે બ્રાહ્મણે બકરાને જમીન પર મૂકી પોતાના ગામ તરફ ચાલવા માંડયું. બ્રાહ્મણ થોડેક દૂર ગયો એટલે તે ત્રણ ઠગોએ બકરાને લઇને ચાલવા માંડયું.

**સાર** જે મનુષ્ય પોતાની સમક્ષ દેખાતી વસ્તુને ન માને અને અન્યના કહેવા પર વિશ્વાસ રાખે તેની આ બકરાવાળા બ્રાહ્મણ જેવી દશા થાય છે; અર્થાત્, અન્ય મનુષ્યની ખોટી વાત પર કોઇ મનુષ્યે વિશ્વાસ ન રાખવો જોઇએ, અને લુચ્ચા મનુષ્યોથી સાવધાન રહેવું જોઇએ.

## પત્ર લેખન.

એક મનુષ્ય દૂર વસતા પોતાના મિત્ર, સગાં સંબંધીઓ, તથા અન્ય મનુષ્યોને પત્રવ્યવહારથી પોતાના વિચારો તથા અન્ય હકીકત દર્શાવી શકે છે. પત્ર લેખનની કળા અત્યંત ઉપયોગી છે. પ્રત્યેક વિદ્યાર્થીએ પત્રલેખનમાં ભાષા પર અવશ્ય ધ્યાન આપવું જોઇએ. ભાષા સરળ અને સાદી વાપરવી જોઈએ. વળી, પત્ર ટુંકમાં લખી શકાય તે પર પણ વિદ્યાર્થીએ ધ્યાન આપવું જોઇએ. વળી, પત્રલેખનમાં નીચે દર્શાવેલા કેટલાક અગત્યના મુદ્દાઓ પર વિદ્યાર્થીએ ધ્યાન આપવું જોઇએ. વળી, કેટલીક ચિઠ્ઠીઓ તથા કાગળોના નમુના આપવામાં આવ્યા છે, જેને વિદ્યાર્થીઓએ લક્ષમાં રાખવા જોઈએ.

મુદ્દાઓઃ—

**(૧) પત્રલેખનમાં પત્રના મથાળાના ભાગ અને અંત ભાગમાં** વિદ્યાર્થીએ ખાસ લક્ષ આપવું જોઈએ, અને **યોગ્ય વિશેષણોનો** ઉપયોગ કરતાં શીખવું જોઇએ. કેટલાક નમુના નીચે આપ્યા છે તે પર વિદ્યાર્થીએ અવસ્ય લક્ષ અપવું જોઇએ.

(૨) પત્રલેખનમાં વિદ્યાર્થીએ **મુદ્દાસર** લખવું જોઇએ. એક વખત દર્શાવેલી હકીકતની પુનરૂક્તિ ન થાય તે પર વિદ્યાર્થીએ ધ્યાન આપવું જોઈએ.

(૩) વિદ્યાર્થીઓએ સારા અને સ્વચ્છ અક્ષર લખવાની કાળજી રાખવી જોઈએ.

(૪) વિદ્યાર્થીઓએ પત્રલેખનની ભાષામાં યોગ્ય વિનય દર્શાવવો જોઇએ.

(૫) વિદ્યાર્થીઓએ પત્રમાં સંપૂર્ણ સરનામું કરતાં શીખવું જોઈએ. જો સરનામું કરવામાં ભૂલ થાય તો જે મનુષ્યને પત્ર લખ્યો હોય તેને તે પહોંચે નહિ, તેથી, સરનામાની બાબતમાં વિદ્યાર્થીઓએ કાળજી રાખવી જોઈએ.

## ચિઠ્ઠીઓના નમુના

### ( મિત્રપર ચિઠ્ઠી. )

ઠે. દરિઆપુર,
અમદાવાદ. ૨–૧–૩૫.

પ્રિય મિત્ર મનસુખલાલ,

આવતી કાલે જન્માષ્ટમીનો મેળો છે. મારા નાના ભાઈ ચંપકલાલને સાથે લઈ હું મેળો જોવા જવાનો

છું. આવતી કાલે ૩) વાગે તારા નાના ભાઈ સાથે જરૂરથી મારે ઘેર આવજે. આપણે સર્વે મેળો જોવા સાથે જઈશું.

એજ લી. તારો પ્રિયમિત્ર,

રમણલાલ મગનલાલ શાહ.

## શિક્ષક પર ચિઠ્ઠી.

ઢાલની પોળ,

અમદાવાદ. ૩-૧-૩૫

પૂજ્ય ગુરૂજી.

વિનંતિ કરવાની કે આજરોજ મારા પિતાશ્રી સાથે હું પરગામ જવાનો છું અને આશરે ચાર દિવસ બીજે ગામ રહેવાનો છું તેથી મારી ગેરહાજરીમાં રજા પુરવા મહેરબાની કરશો.

લી. આપના આજ્ઞાંકિત વિદ્યાર્થી

મણિલાલ ગોપાળદાસ શાહના પ્રણામ;

## ગાંધીપર ચિઠ્ઠી

ઠે. મોદી સાંથ

નડીઆદ.

૪-૧-૩૫

રા. રા. નથુચંદ ખેમચંદ ગાંધી,

જત આ ચિઠ્ઠી લાવનાર અમારા નોકર સાથે નીચેની વસ્તુઓ મોકલશો અને તેનું બીલ તેની સાથે મોકલશો.

લી. મનહરલાલ મનસુખલાલના યથાયોગ્ય.

વસ્તુઓની યાદીઃ—

૧૦) શે. મોરસ ખાંડ
૧) રતલ બ્રુકબોન્ડની ચા.
૦।। શે. બદામ.
૦।। શે. પીસ્તાં.
૦। શે. તજ.

## શેઠ પર ચિઠ્ઠી

ઠે. શાહપુર,
અમદાવાદ.
૫–૧–૩૫

મહેરબાન શેઠ સાહેબ,

વિનંતિ કરવાની કે આજરોજ મારે અચાનક મારા ભાઈની માંદગીથી બીજે ગામ જવું પડયું છે, અને આવતી કાલ સુધી રોકાવાની જરૂર છે તો એ દિવસની રજા મંજુર કરવા મહેરબાની કરશો.

લી. આપના તાબેદાર સેવક,
રામા નથુનાં ઘટિત વાંચશો.

## ડાકટર પર ચિઠ્ઠી

ઠે. માંડવીની પોળ,
અમદાવાદ, તા. ૧–૧–૩૫

મહેરબાન ડાકટર સાહેબ,

ગઇ કાલની દવાથી મારા નાનાભાઈ મહેંદ્રલાલની તબીઅત પ્રથમ કરતાં ઠીક છે; પણ હજુ બપોરના તાવ ૧૦૧° સુધી આવે

છે. દસ્ત નિયમિત આવે છે. ઉપરની હકીકત ધ્યાનમાં લઈ યોગ્ય દવા આપવા મહેરબાની કરશો.

લી. ભોગીલાલ મનહરલાલની
સલામ

અનોયત્ન:—

નીચેના વિષયો પર ચિઠ્ઠીઓ લખો અને સુધરાવો.

(૧) ગાંધી પર ચિઠ્ઠી લખી જરૂરી વસ્તુ તથા તેમની કિંમતનું બીલ મંગાવો.

(૨) માતુશ્રીની અચાનક માંદગીથી મોટાભાઇને દુકાનેથી બોલાવવા ચિઠ્ઠી લખો.

(૩) બુકસેલર પર ચિઠ્ઠી લખી જરૂરી પુસ્તકો તથા તેમની કિંમતનું બીલ મંગાવો.

(૪) તમારા ઓળખીતા ઘાંચી પર ૦। મણ તેલ મોકલવા તથા તેની કિંમતનું બીલ મોકલવા ચિઠ્ઠી લખો.

(૫) તમારા ઓળખીતા કાપડીઆ પર ૧) ખાદીનો તાકો મોકલવા તથા તેની કિંમતનું બીલ મોકલવા ચિઠ્ઠી લખો.

## પત્રની શરૂઆતનાં વિશેષણો:—

| | |
|---|---|
| પિતા, માતા, કાકા, ગુરૂ જેવા વડીલોને | શિરચ્છત્ર, પરમ પૂજ્ય, મુરબ્બી વિ. |
| પુત્ર, પુત્રી જેવાં નાનાંઓને | ચિ. ( ચિરંજીવી ) |

| | |
|---|---|
| મિત્રને માટે | પરમપ્રિય, પ્રિય, વ્હાલા વિ. |
| સ્ત્રી પોતાના પતિને | પ્રાણનાથ વિ. |
| જેનો પતિ જીવતો હોય તેવી સ્ત્રીને | અ. સૌ. (અખંડ સૌભાગ્યવતી) |
| વિધવા સ્ત્રીને | ગં. સ્વ. (ગંગાસ્વરૂપ=ગંગાજી જેવાં પવિત્ર) |
| સાધારણ ઓળખીતા મનુષ્યને | રા. રા. (રાજમાન રાજેશ્રી) |

## પત્રની અંતમાં ઉપયોગી વિશેષણો:—

| | |
|---|---|
| વડીલ (પિતા, કાકા વિ.) નાનાને લખે છે. | આશિર્વાદ કે આશિષ. |
| પુત્ર, પુત્રી વિ. વડીલોને લખે છે. | આજ્ઞાંકિત કે આજ્ઞાધીન ના દંડવત પ્રણામ. |
| મિત્ર મિત્રને લખે છે. | સ્નેહાંકિત, સ્નેહાધીન વિ. |
| નોકર પોતાના શેઠને લખે છે. | તાબેદાર સેવક, |
| સામાન્ય સંબંધીઓને કેટલીક વખત લખવામાં આવે છે. | ઘટિત કે યથાયોગ્ય વાંચશો. |

**નોંધ**:—પત્રલેખનની જુની પદ્ધતિ પ્રમાણે પત્રની શરૂઆતમાં અનેક વિશેષણો વાપરી કયે ગામ કોને કાગળ લખ્યો તે વિષે વિવેચનથી લખવામાં આવે છે જ્યારે નવીન પદ્ધતિ પ્રમાણે અનેક વિશેષણોનો ઉપયોગ કરવામાં આવતો નથી. જુની ઢબ પ્રમાણે કાગળની શરૂઆત આ પ્રમાણે થાય છે. "સ્વસ્તિશ્રી ગામ ભરૂચ મહાશુભસ્થાને પૂજ્યરાધે અનેક શુભોપમાલાયક પૂજ્ય પિતાશ્રી......" નવીન ઢબ પ્રમાણે "પૂજ્ય પિતાશ્રી" લખી કાગળની શરૂઆત કરવામાં આવે છે.

# પત્રના નમુના

## (૧) મિત્ર પર પત્ર

ઠે. હાજીખાના બજાર,
ભરૂચ, તા. ૧–૨–૨૮

પ્રિય મિત્ર વિષ્ણુપ્રસાદ,

તમારો પત્ર મળ્યો અને વાંચી સર્વ હકીકત જાણી. વિ. લખવાનું કે હાલમાં તમે ભરૂચ આવી શકો તેમ નથી તે હકીકત તમારા પત્ર પરથી જાણી પરંતુ બે માસને અંતે, જ્યારે તમારી પરીક્ષા પુરી થાય ત્યારે ભરૂચ આવવાનું ભુલશો નહિ. તમને મળવાને હું ઇચ્છું છું, પરંતુ હાલમાં વડોદરા આવી તમારી પરીક્ષાના સમયમાં તમને ખલેલ કરવું એ મને ઉચિત લાગતું નથી. મણિશંકરે તમારી ખબર પૂછી છે. અત્રે મારી તબીઅત સારી છે. તમારી કુશળતાનો પત્ર લખશો. અત્રે કંઈ નવાજુની નથી. તમારી તરફના સમાચાર લખતા રહેશો.

એજ લી. સ્નેહાધીન

રવિશંકર ઉમિયાશંકર વ્યાસ. દા. પોતે.

## (૨) મિત્રના પત્રનો પ્રત્યુત્તર

ઠે. સયાજીગંજ,
વડોદરા, તા. ૮-૨-૨૮

પ્રિયમિત્ર રવિશંકર,

જત વડોદરાથી લી. વિષ્ણુપ્રસાદનાં જયશ્રીકૃષ્ણ વાંચશે વિ. લખવાનું કે તમારો તા. ૧-૨-૨૮નો પત્ર મળ્યો અ વાંચી હકીકત જાણી. પરીક્ષા પછી મારા એક મિત્ર સાથે મુંબ જવાનો મારો વિચાર હતો પરંતુ તમારો ખરચ આવવા સંબ આગ્રહ હોવાથી મુંબઇ જવાનો વિચાર હાલમાં બંધ રાખ્યો વળી, પરીક્ષા થયા પછી હું ખરચ આવીશ તે જાણશો. આપ મિત્ર મણિશંકરને ખબર પૂછશો. મારી તબીઅત સારી છે. સાંજના હંમેશાં ફરવા જઉં છું. તમારી કુશળતાનો પત્ર લખ રહેશો. હાલમાં કંઇ નવાજુની નથી.

લી. સ્નેહાંકિત.
વિષ્ણુપ્રસાદ રામપ્રસાદ દેસાઈ, દા. પોતે.

## [૩] પિતાનો પુત્ર પર પત્ર

ધોળકા, (જી. અમદાવાદ.)
તા. ૫-૭-૨૯.

ચિ. રમણિકભાઈ,

જત ધોળકાથી લી. તમારા પિતાશ્રીના આશિષ્. લખવાનું કે તમારો પત્ર મળ્યો અને વાંચી સર્વ હકીકત જાણ વિ. લખવાનું કે તમારા શિક્ષકના પત્ર પરથી તેમજ તમા

નિશાળના રજીસ્ટર પરથી મને માલમ પડે છે કે તમારો અભ્યાસ કાચો છે, માટે અભ્યાસ તરફ લક્ષ આપવા મારી તમને શિખામણ છે. દરેક વિદ્યાર્થીની ફરજ છે કે તેણે પોતાના અભ્યાસ તરફ યોગ્ય લક્ષ આપવું જોઇએ. વળી, તમારી તબીઅત બરાબર સાચવજો. અત્રેથી સર્વેએ તમારી ખબર પૂછી છે. તમારી કુશળતાના અને અભ્યાસના સમાચાર લખજો.

દા. પોતે.

## (૪) પુત્રનો પિતાને જવાબ

ઘર નં.......
ઠે. માંડવીની પોળમાં,
અમદાવાદ

પૂજ્ય પિતાશ્રી.

તમારો પત્ર મળ્યો અને વાંચી સર્વ હકીકત જાણી. વિ. લખવાનું કે અભ્યાસમાં હું કાચો છું એ વાત ખરી છે પરંતુ હવેથી હું નિયમસર અને ખંતથી સારો અભ્યાસ કરીશ, અને અભ્યાસ કરવામાં બીલકુલ પ્રમાદ રાખીશ નહિ. મારી તબીઅત સારી છે. હું દરરોજ નિયમસર કસરત કરૂં છું અને સાંજના નિયમસર ફરવા જઉં છું. તે ઉપરાંત, નિશાળ તરફથી ચાલતી કેટલીક રમતોમાં પણ ભાગ લઉં છું. મારી તબીઅત વિષે બીલ્કુલ ચિંતા કરશો નહિ. મારાવતી સર્વેને ખબર પૂછશો.

લી. આજ્ઞાંકિત રમણિકના
દંડવત્ પ્રણામ

## (૫) મોટાભાઈનો નાની બેનપર પત્ર

ઘર નં....
ઠે. શાહપુર
અમદાવાદ. ૧૦—૨—૩૭

અ. સૌ. ચિ. બેન સુશીલા,

તમારો પત્ર મળ્યો અને વાંચી હકીકત જાણી. વિ. લખવાનું કે માતુશ્રીની તબીઅત કેટલાક સમયથી બરાબર નહતી, પરંતુ હવે પ્રભુકૃપાથી ઠીક છે માટે ચિંતા કરશો નહિ. વળી, કેટલાક વખતથી તમને સર્વેને મળવાની ઇચ્છા છે પરંતુ સંજોગોવશાત્ મારાથી આવી શકાયું નથી. વળી, અલ્પ સમયમાં આપણા મોટા કાકાના પુત્ર ચિં. રમણિકભાઇનું લગ્ન નિરધાર્યું છે તો તે પ્રસંગે જરૂરથી તમે સર્વે અમદાવાદ આવશો. ચિ. રસિકની તબીઅત સાચવશો. અને તેને મારાવતી રમાડશો. અત્રેથી માતુશ્રી તથા સર્વેએ તમારી તથા ચિ. રસિકની ખબર પૂછી છે.

લી. નરહરિના આશિષ્

## (૬) નાની બેનનો મોટાભાઈ પર પત્ર

ઠે. નવાડેરા,
ભરૂચ, તા. ૧૨—૨—૩૭

પ્રિય મોટાભાઈ,

તમારો પત્ર મળ્યો અને વાંચી હકીકત જાણી. માતુશ્રીની તબીઅત પ્રથમ કરતાં ઠીક છે:તે જાણી ખુશી થઇ છું. વળી,

અમદાવાદ આવી સર્વને મળવાની મારી ઇચ્છા છે પરંતુ હજુ સુધી અમદાવાદ આવી શકાયું નથી પણ રમણિકભાઇના લગ્ન પ્રસંગે બની શકશે તો જરૂરથી આવીશ. ચિ. રસિકની તબીઅત સારી છે. મારા તરફની કંઈ ચિંતા કરશો નહિ. માતુશ્રીને તથા સર્વને મારાવતી ખબર પૂછશો. ચિ. નવનીતને મારાવતી રમાડશો તમારી સર્વની કુશળતાનો પત્ર લખતા રહેશો.

લી.

સુશીલાના પ્રણામ.

## (૭) મોટાભાઇનો નાનાભાઈ પર પત્ર

ઘર નં.........
ઠે. રણછોડજીના મંદિર પાસે,
ગોધરા; તા. ૨–૨–૩૭

ચિ. રસિકભાઈ,

જત ગોધરાથી લી. મનહરભાઇના આશિષ્. વિ. લખવાનું કે હાલમાં તમારો પત્ર નથી તો પત્ર મળે તરત જવાબ લખશો. વળી, જે દુકાનમાં તમે કામ કરો છો તે દુકાનના કાર્યમાં તમે ઉમંગથી લક્ષ આપતા રહેશો તો અલ્પ સમયમાં દુકાનના વહીવટ વિ. સર્વ કાર્યમાં તમે કુશળ થશો. વળી, તમારા શેઠ સદ્ગૃહસ્થ છે માટે તમે કંઇ ચિંતા કરશો નહિ. તમારી તબીઅત સાચવશો અને તમારી કુશળતાનો પત્ર લખતા રહેશો. અત્રેથી પૂ. પિતાશ્રી, માતુશ્રી, તથા સર્વેએ તમારી ખબર પૂછી છે. કામકાજ લખશો.

દા. પોતે.

# (૮) નાનાભાઈનો મોટાભાઈ પર પત્ર

ઘર નં.......
ઠે. રતનપોળ,
અમદાવાદ, તા. ૩–૨–૩૭

પ્રિય મોટાભાઇ,

જત અમદાવાદથી લી. રસિકભાઈનાં પ્રણામ. વિ. લખવાનું કે તમારો ગઈ કાલનો પત્ર મળ્યો અને વાંચી હકીકત જાણી. વળી, દુકાનના સર્વ કાર્યમાં હું લક્ષ આપું છું, અને દુકાનના હિસાબ વિ. ના કાર્યથી વાકેફગાર થયો છું અને અલ્પસમયમાં હિસાબના ચોપડા પણ લખી શકીશ તેવો મને વિશ્વાસ છે. મારા શેઠ કાર્યમાં નિપુણ થવા માટે મને પ્રોત્સાહન આપે છે. મારી તબીઅત સારી છે. મારા તરફની ચિંતા કરશો નહિ, પૂ. પિતાશ્રીને, માતુશ્રીને, તથા સર્વેને મારા પ્રણામ કહેશો. તમારી કુશળતાનો પત્ર લખતા રહેશો. કામકાજ લખશો.

દા. પોતે.

# શુભાશુભ પત્રના નમુના:—

## (૧) મિત્રને મુબારકબાદીનો પત્ર:—

ઘર નં...
ઠે. માંડવીની પોળ,
અમદાવાદ, ૪—૨—૩૭

પ્રિય મિત્ર મનસુખલાલ,

જત અમદાવાદથી લી. રવિશંકરના ઘટિત વાંચશો. વિ. લખવાનું કે તમને સારા પગારની નોકરી મળી તે જાણી આનંદ થયો છે અને આ પત્રદ્વારા તમને તે સારૂ મુબારકબાદી આપું છું, તથા દિન પ્રતિદિન તમારી તથા તમારા કુટુંબની ઉન્નતિ થાય તેવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરૂં છું. તમારી તથા સર્વેની કુશળતાનો પત્ર લખશો. હાલમાં અત્રે કંઈ નવાજુની નથી.

લી. સ્નેહાધીન
રવિશંકર.

## ૨ મુબારકબાદીના પત્રનો જવાબ:—

ઘર નં....
ઠે. સયાજી ગંજ,
વડોદરા, તા. ૫—૨—૩૭

પ્રિય મિત્ર રવિશંકર,

જત વડોદરાથી લી. મનસુખલાલના યથાયોગ્ય વાંચશો. વિ. લખવાનું કે તમારો ગઇ કાલનો મુબારકબાદીનો તથા શુભેચ્છાનો પત્ર મળ્યો અને વાંચી હકીકત જાણી. વળી. મારા તથા મારા કુટુંબપ્રત્યેની તમારી શુભેચ્છાઓ માટે તમારો આભારી છું. તમારી કુશળતાનો પત્ર લખતા રહેશો. તમારા પૂ. પિતાશ્રીને તથા માતુશ્રીને મારા પ્રણામ કહેશો. તમારા તરફના સમાચાર લખતા રહેશો. કામકાજ લખશો.

લી. સ્નેહાંકિત
મનસુખલાલ

## ૩ કંકોત્રી

શ્રી ગણેશાય નમઃ

રા. રા. શ્રીમાન્......

સવિનય વિજ્ઞપ્તિ કે અમારા નાનાભાઇ ચિ. સોમચંદનું શુભ લગ્ન સંવત ૧૯૯૧ના વૈશાખ સુદી ૩ ને રવિવાર તા. ૫—૫—૩૫ ના રોજ નિરધાર્યું છે. તેનો વરઘોડો વૈશાખ સુદી ૨ ને શનિવાર તા. ૪—૫—૩૫ ના રોજ અમારા રહેવાના મકાનેથી નીકળશે, તો

એ શુભ પ્રસંગે આપ સહકુટુંબ મિત્રમંડળ સહિત પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશોજી.

મુ. સાસ્તાપુર, તા. નડીઆદ

લી. સ્નેહાધીન
શાહ મગનલાલ મથુરદાસના
જયશ્રીકૃષ્ણ વાંચશો.

તા. ક. આપને રૂબરૂ ના મળાયું હોય તો આ પત્રિકાને મળ્યા તુલ્ય માની પધારશોજી.

## [ ૪ ] કંકોત્રી

### શ્રી. ગણેશાયનમ :

રા. રા. શ્રીમાન્........................

વિ. વિ. કે અમારી પુત્રી ચિ. બેન શારદાનું શુભ લગ્ન સંવત ૧૯૯૦ ના બીજા વૈશાખ સુદી ૩ ને બુધવાર તા. ૧૬–૫–૩૪ ના રોજ નિરધાર્યું છે તો તે શુભ પ્રસંગે આપ સહકુટુંબ મિત્રમંડળ સહિત પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશોજી.

ઘર નં....
ઠે. માંડવીનીપોળ,
અમદાવાદ.

લી, સ્નેહાધીન
શાહ નાથાલાલ હીરાલાલનાં
જયશ્રીકૃષ્ણ

તા. ક. :—આપને રૂબરૂ ના મળાયું હોય તો આ પત્રિકાથી મળ્યાતુલ્ય માની પધારશોજી.

## [ ૫ ] આમંત્રણપત્રિકા

રા. રા. શ્રીમાન્

વિ. વિનંતિ કે તા. ૧૫–૧૦–૩૬ ને ગુરૂવારને રોજ સાંજના પાંચ વાગે અમારી નિશાળનો વાર્ષિક ઈનામનો મેળાવડો છે, અને તે પ્રસંગે ભરૂચ જીલ્લાના મે. કલેક્ટર સાહેબે હાજર રહી ઇનામની વહેંચણી કરવાનું આમંત્રણ સ્વીકાર્યું છે તો તે પ્રસંગે હાજર રહેવા મે. કરશો.

લી.
ગુજરાતી મ્યુનિસિપલ સ્કુલના મુખ્ય શિક્ષક.
મુ. ભરૂચ.

## [૬] દિલાસા પત્ર.

ઘર નં……. ઢાલની પોળ,
મુ. અમદાવાદ.

પ્રિય મિત્ર રમણિકલાલ,

વિ. લખવાનું કે આપનો પત્ર મળ્યો અને હકીકત વાંચી દિલગીર થયો છું. આપની માતુશ્રીના અવસાનથી તમારા કુટું-બને ભારે ખોટ પડી છે. તેમનો કુટુંબ પ્રેમ તથા દયાળુ અને પરોપકારી સ્વભાવ મને યાદ આવે છે. પરમાત્માની ઇચ્છા સમજી સુજ્ઞ મનુષ્યે શોકનો ત્યાગ કરવો ઘટે છે. શાંતિ અને ધૈર્યથી દુઃખ સહન કરવાની શક્તિ પ્રભુ તમને અર્પે એજ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

લી………..ના
યથાઘટિત વાંચશો.

## [૭] કાળોત્રી [મરણનો કાગળ]

ઘર નં.......

ઠે. ભાઉની પોળ, રાયપુર,

અમદાવાદ. તા. ૫–૨–૩૫.

મનસુખલાલ મામા,

જત લખવાનું કે મારા પિતાશ્રીની તબીઅત દિનપ્રતિદિન બગડતી જતી હતી તે તમો જાણો છો. પરમદિવસે બપોરે તા. ૩–૨–૩૫ ને રોજ તે દેવલોક પામ્યા છે. તેમના મરણથી અમારા કુટુંબ પર મોટી આફત આવી છે પરંતુ જેવી ઇશ્વરેચ્છા. બીજું હાલમાં ગરૂડપુરાણ બેસાડયું છે.

તા. ૧૨–૨–૩૫ નો દિવસ લૌકિક સારૂ રાખ્યો છે તે જાણશો.

લી. મગનલાલ માણેકલાલ શાહ.

**નોંધ**:—કાળોત્રીમાં મથાળે "લુગડાં ઉતારીને વાંચજો" એમ લખવામાં આવે છે. વળી, અશુભ પત્રોમાં શુભ શબ્દો લખાય નહિ તેથી "સ્વસ્તિશ્રી" જેવા શબ્દોનો ઉપયોગ અશુભ પત્રોમાં કરાય નહિ.

## સરનામાં.

### (૧) પહેલા પત્રનું સરનામું.

રા. રા.

વિષ્ણુપ્રસાદ રામપ્રસાદ દેસાઇ,

C/o રામપ્રસાદ ભવાનીશંકર દેસાઈ,

ઠે. સયાજીગંજ,

મુ. વડોદરા.

### (૨) બીજા પત્રનું સરનામું.

રા. રા.

રવિશંકર ઉમિયાશંકર વ્યાસ,

ઠે. હાજીખાના બજાર,

મુ. ભરૂચ.

## શુભાશુભ પત્રોનાં સરનામાં

### નં. (૩) ની કંકોત્રીનું સરનામું

રા. રા.

મણિલાલ મનસુખલાલ શાહ,
બી. એ.

ઠે. માંડવીની પોળમાં,
દેવની શેરીમાં,
મુ. અમદાવાદ.

### નં. (૭) ની કાળોત્રીનું સરનામું

રા. રા.

શેઠ મનસુખલાલ મનહરલાલ શાહ,
ઠે. રામજી મંદિરના પાછળના
ખાંચામાં,
મુ. ગોધરા.

નીચે દર્શાવેલા પત્રો લખોઃ-

(૧) પરીક્ષામાં પાસ થવાનો પિતા પર પત્ર લખોઃ

(૨) પરીક્ષામાં ઉપલા નંબરે પાસ થવાથી ઇનામ મળ્યાનો મિત્ર પર પત્ર લખો.

(૩) નિશાળમાં વાર્ષિક મેળાવડા પ્રસંગે ઇનામની વહેંચણી વિ.-] વિષેનો પિતા પર પત્ર લખો.

(૪) એક મોટા પુસ્તકાલયનું વર્ણન કરી મિત્ર પર પત્ર લખો.

(૫) ક્રિકેટમેચમાં તમારી નિશાળ કપ જીતી તેનો મિત્ર પર પત્ર લખો.

(૬) સારી આવકની નોકરી મળી તેનો કાકા પર પત્ર લખો.

(૭) સ્કોલરશીપ મળી વિષે પિતા પર પત્ર લખો.

(૮) ગયા અઠવાડિયામાં જે જે રમુજી બાબતો વિષે તમે જ્ઞાન પ્રાપ્ત કર્યું તે વિષે તમારા મિત્ર પર પત્ર લખો.

(૯) તમારી માતુશ્રીની તબીઅતના સમાચાર જાણવા તમારા વડીલ બંધુ પર પત્ર લખો.

(૧૦) તમારા પિતાશ્રીની તબીઅતના સમાચારનો પત્ર તમારા નાના ભાઇ પર લખો.

# અરજીઓ.

અધિકારી વર્ગ સાથે જ્યારે કાર્યપ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે તેમને અરજી કરવામાં આવે છે. પત્ર લેખનમાં જે બાબતો લક્ષમાં રાખવાની હોય છે તેમાંની જરૂરી બાબતો પર અરજીઓમાં ધ્યાન આપવું જોઇએ. વળી, અરજીઓ લખવામાં યોગ્ય વિવેક અને નમ્રતા અવશ્ય હોવાં જોઇએ. અરજીઓના તથા રિપોર્ટના કેટલાક નમુના નીચે દર્શાવવામાં આવ્યા છે તે પર લક્ષ આપવાનું પ્રત્યેક વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવું જોઇએ.

## (૧) શિક્ષકની નોકરી સારૂ અરજી

ઠે. રામજીમંદિર પાસે,
મુ: ગોધરા તા. ૧૦–૨–૩૭

ગોધરા મ્યુનિસિપાલિટીની સ્કુલબોર્ડના મે. એડમીનીસ્ટ્રેટીવ
ઓફીસર સાહેબ, મુ. ગોધરા.

સાહેબની જીનાબમાં ગોધરાના રહીશ શાહ મોહનલાલ બાપુજીની નમ્રતાપૂર્વક અરજ એ છે કે આપના ખાતામાં એક આસિસ્ટંટ શિક્ષકની જગ્યા ખાલી છે એવું મેં સાંભળ્યું છે તો તે જગ્યા વાસ્તે હું એક ઉમેદવાર છું એ આપ સાહેબને વિદિત થાય.

૧૯૩૬ ની સાલમાં વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષામાં હું ઉંચા નંબરે ઉત્તીર્ણ થયો છું. વળી, ચાર માસ સુધી મેં શિક્ષક તરીકે કામ કરેલું છે. વળી, ગોધરાની મુખ્ય નિશાળના શિક્ષકનું મારી

ચાલચલગત વિષેનું સર્ટીફીકેટ આ સાથે બીડું છુ. મારી ઉમર આશરે વીશ વર્ષની છે. ઉપરની સર્વ હકીકત ધ્યાનમાં લઈ શિક્ષક તરીકે મારી નિમણુક કરવા મેં. કરશો.

લી. અરજદાર,
શાહ મોહનલાલ બાપુજી,
સહી દા. પોતે

(૨) [ રેલ્વેમાં માલ ગુમ થયા બાબતની અરજી ]

ઘર નં.........
ઠે. માંડવીની પોળ,
અમદાવાદ, તા. ૨૫–૨–૩૭.

મે. ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ,
મુ. અમદાવાદ.

હું નીચે સહી કરનાર શાહ હરિલાલ મગનલાલ આપ સાહેબને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે તા. ૧૫–૨–૩૭ના રોજ નડીઆદ મુકામેથી પુસ્તકોનાં કેટલાંક પારસલો ગુડસ ટ્રેન મારફત અત્રે મારા તરફ આશરે દશ દિવસ પહેલાં રવાના કરવામાં આવેલાં પરંતુ હજુ સુધી સદહું પારસલો આવ્યાં નથી તથા તે પારસલોનું શું થયું તેની ચોક્કસ માહિતી મને મળી નથી તો આ બાબતમાં યોગ્ય તપાસથી મને પારસલો સત્વર મળે તે બાબતની વિનંતિ કરૂં છું. સદહું પારસલોના રેલ્વે રસીદ નંબરો.........આ પ્રમાણે છે તે આપ સાહેબને વિદિત થાય.

લી. હરિલાલ મગનલાલ શાહ.
સહી દા. પોતે.

(૩) [ દસ્તાવેજની નકલ માગવા બાબતની અરજી ]

મુ. વડથલ, તા. નડીઆદ.

તા. ૨૬–૨–૩૭

મે. નડીઆદ તાલુકાના સબરજીસ્ટ્રાર સાહેબ,

મુ. નડીઆદ.

હું નીચે સહી કરનાર શાહ મગનલાલ હરજીવન આપ સાહેબને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે તા. ૨૫–૧૦–૩૬ ને રોજ ગામ વડથલ, તા. નડીઆદના શાહ મથુરદાસ પુરૂષોત્તમદાસ પાસેથી એક ઘર ખરીદ કરેલું અને તેનો વેચાણુ દસ્તાવેજ આપની કચેરીમાં તેજ દિવસે રજીસ્ટર કરાવેલો. સદહું અસલ વેચાણુ દસ્તાવેજ ખોવાઈ ગયો છે તો તે દસ્તાવેજની સહીસિક્કા સાથેની નકલ જે ફી થાય તે લઈ આપવા મે. કરશો.

લી. શાહ મગનલાલ હરજીવન

સહી દા. પોતે.

૪ ( જન્મ તારીખનું સર્ટીફીકેટ મેળવવા બાબતની અરજી)

મુ. વડથલ,

તા. નડીઆદ.

૨૫–૨–૩૭

મે. નડીઆદ તાલુકાના મામલતદાર સાહેબ,

મુ. નડીઆદ.

હું નીચે સહી કરનાર શાહ મગનલાલ મોતીલાલ આપ સાહેબને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે સંવત ૧૯૭૦ માં મારો જન્મ નડીઆદ તાલુકાના વડથલ ગામે થએલો છે. મારી ચોકકસ જન્મતારીખનો પુરાવો મારે જોઈએ છે તેથી જન્મ મરણુના પત્રક-

પરથી મારી જન્મતારીખનું સાચી સિક્કાવાળું સર્ટીફીકેટ આપવા મે. કરશો. સદહું સર્ટીફીકેટની જે ફી થશે તે આપવા હું ખુશી છું તે આપસાહેબને જાહેર કરું છું.

લી. શાહ મગનલાલ મોતીલાલ

સહી દા. પોતે.

## ૫ (મરણની તારીખનું સર્ટીફીકેટ મેળવવા બાબતની અરજી.)

ઘર નં........

ઠે. સાંથપીપળી.

મુ. નડીઆદ, તા. ૨૫–૧–૩૭

મે. નડીઆદ મ્યુનિસિપાલિટીના ચીફ ઓફીસર સાહેબ,

મુ. નડીઆદ

હું નીચે સહી કરનાર શાહ રમણલાલ મગનલાલ આપ સાહેબને નમ્રતા પૂર્વક અરજ કરું છું કે આશરે છ માસ પહેલાં નડીઆદ મુકામે સાંથપીપળીમાં અમારા નજીકના સગા શાહ મોહનલાલ મનહરલાલ ગુજરી ગએલ છે. સદહું મોહનલાલના મરણની ચોક્કસ તારીખના દાખલાની જરૂર છે તો સદહું મોહનલાલની મરણની તારીખનું સર્ટીફીકેટ આપવા મે. કરશો. સદહું સર્ટીફીકેટની જે ફી થશે તે આપવા હું ખુશી છું તે આપ સાહેબને જાહેર કરૂ છું.

લી. શાહ રમણલાલ મગનલાલ.

સહી દા. પોતે.

# રિપોર્ટ

## ૧ [પાકને નુકશાન થયા વિષે તલાટીનો રિપોર્ટ]

મહેરબાન મામલતદાર સાહેબ,

મુ. નડીઆદ. તા. નડીઆદ.

સાહેબની જીનાબમાં મોજે બાનેરના તલાટી પટેલ ખોડાભાઈ નાથાભાઈની સલામ સાથે અરજ કે તા. ૨૨–૧–૩૬ તથા તા. ૨૩–૧–૩૬ ને રોજ બાનેરની આસપાસના ખેતરોમાં સખ્ત હીમ પડયું છે અને તેથી શિયાળુપાકને પુષ્કળ નુકશાન પહોંચ્યું છે તે આપ સાહેબને જાહેર થાય.

લી. તાબેદાર સેવક,

તા. ૨૭–૧–૩૬ તલાટી પટેલ ખોડાભાઈ નાથાભાઈ.

સહી દા. પોતે.

## ૨ (ગામમાં ચોરી થયા વિષે પોલીસ પટેલનો રિપોર્ટ)

બાનેર

તા. ૨૫–૨–૩૭

મે. પોલીસ સબ ઈન્સપેકટર સાહેબ.

મુ. મહુધા.

સાહેબની જીનાબમાં મોજે બાનેરના પોલીસ પટેલ નારણદાસ અંબાલાલ પટેલની સલામ સાથે અરજ કે મજકુર ગામના રહેવાસી

શાહ મગનલાલ મોતીચંદે આજરોજ સવારના આવી જાહેર કર્યું કે તેમના ઘરની પછીતમાં કેટલાક બદમાસોએ આવીને બાકું પાડેલું. સદરહું હકીકતની તપાસ કરતાં આશરે રૂા. ૨૦૦) રોકડા તથા લુગડાનું એક પોટલું ગએલું માલમ પડે છે. ઉપરની સર્વ હકીકત આપ સાહેબને વિદિત થાય.

લી. તાબેદાર સેવક
નારણદાસ અંબાલાલ પટેલ,
સહી દા. પોતે
પો. પટેલ બાનેર

## વર્ણન રૂપ નિબંધ—

વર્ણન રૂપ નિબંધ લખતાં પહેલાં વિદ્યાર્થીએ સામાન્ય મુદ્દાઓ તારવી કાઢવા જોઇએ અને તે મુદ્દાઓને યોગ્ય રીતે ગોઠવી નિબંધ લખવો જોઇએ. વળી, ભાષા શુદ્ધ અને સરળ હોય તેપર વિદ્યાર્થીએ અવસ્ય લક્ષ આપવું જોઇએ.

કોઇપણ વસ્તુપર નિબંધ લખતાં પહેલાં પ્રત્યેક વિદ્યાર્થીએ સામાન્યરીતે નીચેનામુદ્દાઓ પર લક્ષ આપવું જોઇએ.

(૧) વસ્તુના દેખાવ વિ નું. વર્ણન

(૨) વસ્તુની ઉપયોગિતા તથા અન્ય જાણવા જોગ હકીકત.

(૩) ઉપસંહાર

# પુસ્તક

## સામાન્ય મુદ્દાઓ:—

**પુસ્તકના દેખાવ વિ.નું વર્ણન**–: આ પુસ્તકનું નામ શું છે? આ પુસ્તકનો આકાર કેવો છે? પુસ્તકમાં કેટલાં પૃષ્ઠ છે? પુસ્તકની કિંમત શી છે? પુસ્તકના કર્તાનું નામ શું છે?

**પુસ્તકની ઉપયોગિતા**—આ પુસ્તક શા કામમાં આવે છે? પુસ્તકના વાંચનથી શી બાબતનું જ્ઞાન પ્રાપ્ત થાય છે? પુસ્તકની નોંધવા લાયક હકીકત શી છે?

**ઉપસંહાર**:—પુસ્તકના વાંચનથી લાભ શો? કઈ જાતનાં પુસ્તકોનાં વાંચનથી ગેરલાભ થાય? પુસ્તકો તમને ગમે છે? પુસ્તકમાં છાપેલા અક્ષરો બહુ નાના હોય તો શું થાય? ગામ અથવા શહેરમાં જ્યાં અનેક પુસ્તકો રાખવામાં આવે છે તે સ્થળને શું કહે છે?

આ પુસ્તકનું નામ "બૃહત્ કાવ્યદોહન" છે. આ પુસ્તક બૃહત્ કાવ્યદોહનનો ગ્રંથ ૨ જો છે. તેનો આકાર લંબચોરસ છે. આ પુસ્તકનું સાંકળીયું પ્રસ્તાવના વિ. ઉપરાંત ૮૬૮ પૃષ્ઠ છે. આ પુસ્તકના પાછળના પુંઠાપર છાપેલી કિંમત રૂા. ૩–૦–૦ છે. આ પુસ્તકના સંગ્રહકર્તાનું નામ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ છે.

આ પુસ્તકમાં ગુજરાતના અનેક પ્રાચીન કવિઓની કવિતાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ગુજરાતના પ્રસિદ્ધ કવિ પ્રેમાનંદ, નરસિંહ મ્હેતા, શામળ ભટ, અખો તથા મીરાં બાઈ

વિ. ની રસપ્રદ અને લાભપ્રદ કવિતાઓનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. આ પુસ્તકની રસપ્રદ કવિતાઓના વાંચનથી વાંચકને આનંદ ઉત્પન્ન થાય છે અને તે સાથે જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ પુસ્તકના વાંચનથી મનુષ્ય ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરે છે તથા શુદ્ધ ભાવનાઓનો અનુભવ કરે છે.

આ પુસ્તકના વાંચનથી મનુષ્યની નૈતિક તથા ધાર્મિક ભાવનાઓ કેળવાય છે. વળી, પુસ્તકમાં કવિતાનો સંગ્રહ હોવાથી વાંચકને જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થાય છે. જે પુસ્તકોના વાંચનથી વાંચકને નીતિભ્રષ્ટ થવાનો સંભવ હોય તેવા પુસ્તકોનો વાંચકે અવશ્ય ત્યાગ કરવો જોઇએ. વળી, જે પુસ્તકમાં છાપેલા અક્ષર બહુ નાના હોય તેવા પુસ્તકનો બની શકે તેમ હોય તો ત્યાગ કરવો જોઈએ. પ્રત્યેક શહેરમાં જ્યાં પુસ્તકશાળા હોય છે ત્યાં અનેક પુસ્તકો રાખવામાં આવે છે અને પ્રત્યેક વિદ્યાર્થીએ પુસ્તકાલયનો યોગ્ય લાભ લેવો જોઇએ.

## છત્રી

**મુદ્દાઓ :—(૧) છત્રીના દેખાવનું વર્ણન :—**

છત્રી શેની બનેલી હોય છે? છત્રીનો આકાર કેવો હોય છે? છત્રીની કિંમત કેટલી હોય છે? છત્રીના કાપડનો રંગ કેવો હોય છે?

**(૨) છત્રીની ઉપયોગિતા :—**

છત્રીનો મુખ્ય ઉપયોગ શું છે?

**(૩) છત્રી વિષે સામાન્ય હકીકત તથા સાર :—**

છત્રીમાં મુખ્ય ત્રણ ભાગ હોય છે. પ્રથમ ભાગ છત્રીની લાકડીનો છે. તે ભાગ લોઢાનો અથવા લાકડાનો બનેલો હોય છે.

વળી. બીજા ભાગમાં. છત્રીની લાકડીની સાથે જોડેલા લોઢાના સળીઆનો હોય છે તથા ત્રીજા ભાગમાં છત્રીની લાકડી તથા લોઢાના સળીઆ સાથે સંબંધ રાખતું છત્રીનું કપડું હોય છે. ઉઘાડી છત્રીનો આકાર લાકડી પર કાપડનું ઢળતું ઢાંકણુ કર્યું હોય તેવો હોય છે, અને બંધ છત્રીનો આકાર હાથાવાળી લાકડી સાથે કાપડ વિંટાળ્યું હોય તેવો હોય છે. છત્રીની કિંમત તેની કદ તથા જાતપર આધાર રાખે છે. સામાન્ય છત્રીઓની કિંમત રૂા. ૧) થી રૂા. ૨ાા) સુધીની હોય છે. છત્રીના કાપડનો સામાન્ય રંગ કાળો હોય છે.

છત્રીનો ઉપયોગ વર્ષાઋતુમાં હોય છે. વર્ષાઋતુમાં વરસાદના ઝાપટામાંથી રક્ષણુ મેળવવા મનુષ્યો છત્રીનો ઉપયોગ કરે છે. વળી, ગ્રીષ્મઋતુમાં સખ્ત તાપમાંથી રાહત મેળવવા છત્રીનો ઉપયોગ કરવામાં આવે છે.

ગ્રીષ્મઋતુમાં અને વર્ષાઋતુમાં છત્રીનો ઉપયોગ કરવામાં આવે છે. વળી, વર્ષારૂતુમાં વરસાદથી રક્ષણુ પ્રાપ્ત કરવા કેટલાક લોકો રબ્બરના ઓવરકોટ (લાંબા ઝબ્બાઓ) પહેરે છે.

# ઘડિઆળ

**મુદ્દાઓઃ—**

**(૧) ઘડિઆળના દેખાવનું વર્ણનઃ-**

ઘડિઆળનો આકાર કેવો હોય છે? ઘડિઆળની કિંમત કેટલી હોય છે?

**(૨) ઘડિઆળની ઉપયોગિતાઃ-**

ઘડિઆળનો ઉપયોગ શું છે? ઘડિઆળ કયાં બને છે? ઘડિઆળની ખાસ કાળજી શા સારૂ રાખવી જોઈએ?

**(૩) ઘડિઆળ વિષેની જાણવાજોગ હકીકત તથા સાર.**

ઘડિઆળ ભિન્ન ભિન્ન આકારનાં હોય છે. જે ઘડિઆળ મોટાં હોય છે તેમને દિવાલ પર ટાંગવામાં આવે છે. આવી જાતનાં મોટા ઘડિઆળોમાં ચોકકસ સમય દર્શાવતા ટકોરા દર કલાકે વાગે છે. વળી, જે નાનાં ઘડિઆળ હોય છે તેમને લોકો ગજવામાં રાખે છે. વળી કેટલાંક નાનાં ઘડિઆળોને હાથનાં કાંડા પર બાંધવામાં આવે છે. વળી, ઘંટડીવાળા ઘડિઆળના ડબા હોય છે જેથી નિયત કરેલા સમયે ઘંટડી વગાડી શકાય છે. ઘડિઆળ ચોરસ, લંબચોરસ તથા વર્તુલ આકારનાં હોય છે. સામાન્ય રીતે ઘડિઆળ રૂા. ૫) થી રૂા. ૧૦૦) સુધીની કિંમતનાં હોય છે. કેટલો સમય થયો છે તે વિષેનું ચોકકસ જ્ઞાન મનુષ્ય ઘડિઆળપરથી મેળવી શકે છે. જાહેર સ્થળોમાં રેલ્વે, પોસ્ટ તથા તારખાતામાં તથા અન્ય સ્થળે નિયત સમયે કાર્ય કરવામાં આવે છે તેથી ઘડિઆળ અતિશય ઉપયોગી છે તે સ્હેલાઇથી

સમજાય છે. અમેરીકા, જર્મની તથા સ્વીટ્ઝરલેંડમાં ઉત્તમ પ્રકારનાં ઘડિઆળો બને છે અને તે દેશોમાંથી આપણા દેશમાં ઘડિઆળો આવે છે. ઘડિઆળની સંભાળપૂર્વક કાળજી પ્રત્યેક મનુષ્યે રાખવી જોઇએ કારણ કે તે પડી જાય તો નુકશાન થવાનો મોટો સંભવ છે.

આજના જમાનામાં ઘડિઆળ અત્યંત ઉપયોગી વસ્તુ છે. કોઈ પણ ઘડિઆળમાં તેના ઉપરના કાચના ઢાંકણ નીચેની તકતી પર ૧) થી ૧૨) સુધીના આંકડા લખેલા જોવામાં આવે છે. વળી, તકતીપર મિનીટ કાંટો તથા કલાક કાંટો જોવામાં આવે છે. મિનીટ કાંટો કલાક કાંટા કરતાં મોટો હોય છે. જ્યારે ઘડિઆળમાં (૧) વાગ્યો હોય છે, ત્યારે કલાકનો કાંટો તકતી પરના (૧) આંકડા પર હોય છે, અને મિનીટનો કાંટો (૧૨) આંકડા પર હોય છે. તે પ્રમાણે, જ્યારે (૨) વાગ્યા હોય છે ત્યારે કલાકનો કાંટો (૨) આંકડા પર હોય છે, અને મિનીટનો કાંટો (૧૨) ના આંકડા પર હોય છે. જો કલાકનો આંકડો (૨) અને (૩) ના આંકડા વચ્ચે હોય તો (૧૨) ના આંકડા પછી જે આંકડે મિનીટ કાંટો હોય, તે આંકડાને પાંચે ગુણે તેટલી મીનીટ (૨) કલાક પર થઇ એમ સમજવું જોઈએ. મિનીટ કાંટાને એક આંકડાથી તેના પછીના આંકડા સુધી જતાં પાંચ મિનીટ થાય છે. આ પ્રમાણે ધ્યાન આપી પ્રત્યેક વિદ્યાર્થીએ ઘડિઆળમાં કેટલા વાગ્યા છે તે જોતાં શીખવું જોઈએ.

જુના સમયમાં જ્યારે ઘડિઆળ ન હતાં ત્યારે દિવસના ભાગમાં સૂર્ય પરથી સમય વિષે અનુમાન કરવામાં આવતું હતું તથા રાત્રિએ ચંદ્ર તથા તારાઓ પરથી સમય વિષે અટકળ કરવામાં આવતી હતી. આજના સમયમાં ઘડિઆળ અતિ જરૂરીઆતની વસ્તુ છે; આથી, રેલ્વે સ્ટેશન પર તથા અન્ય જાહેર

સ્થળોમાં ઘડિઆળ હોય છે. વળી, શહેરમાં સામાન્ય રીતે ટાવર હોય છે જે પરથી લોકો કેટલો વખત થયો છે તે જાણી શકે છે.

## ખુરસી

**મુદ્દાઓ:—**

**(૧) ખુરસીના દેખાવનું વર્ણન—**

ખુરસીનો આકાર કેવો હોય? ખુરસીની ભિન્નભિન્ન જાત વિષે શું જાણો છો? ખુરસી શેની બનેલી હોય છે? ખુરસીનો રંગ કેવો હોય છે? ખુરસીની કિંમત કેટલી હોય છે?

**(૨) ખુરસીની ઉપયોગિતા:—**

ખુરસીનો ઉપયોગ શું હોય છે?

ખુરસીનો ઉપયોગ કોણ કરે છે?

**(૩) ખુરસી વિષે સામાન્ય હકીકત:—**

ખુરસીને પલંગની માફક ચાર પાયા હોય છે. ખુરસીમાં ભિન્ન ભિન્ન જાત હોય છે. કેટલીક ખુરશીઓને હાથા (હેન્ડલસ્) હોય છે, જ્યારે કેટલીક ખુરસીઓને હાથા હોતા નથી. વળી, આરામ ખુરસીમાં મનુષ્ય આનંદથી આરામ લઇ શકે છે. ખુરસી લાકડાની અથવા લોઢાની બનેલી હોય છે. આરામ ખુરસીમાં મજબુત કાપડનો વપરાશ થાય છે. ખુરસીને વોરનીસ લગાડેલો હોય છે.

ત્યારે તેનો રંગ બદામના રંગને મળતો આવે છે. લોઢાની ખુરસીનો રંગ કાળો હોય છે. સામાન્ય રીતે, ખુરસીની કિંમત આશરે રૂા. ૪)ની હોય છે.

ખુરસી બેસવાના કામમાં આવે છે. આજના જમાનામાં ખુરસીનો વપરાશ વધતો જાય છે. કોર્ટ, કચેરી, ઓફીસો, પુસ્તકાલયો વિ. જાહેર સ્થળોમાં ખુરસીનો ઉપયોગ નજરે પડે છે તેમજ અન્ય સ્થળોએ પણ ખુરસીનો ઉપયોગ વધતો જાય છે.

બેંચ તથા ગાદીનો પણ બેસવાના કામમાં ઉપયોગ થાય છે. બેંચ વિ. પર એકથી વધુ મનુષ્ય બેસી શકે છે જ્યારે ખુરસીમાં ફક્ત એક મનુષ્ય બેસી શકે છે. આધુનિક જમાનામાં ખુરસી એ બેઠકની સામાન્ય વસ્તુ બની છે અને તેનો ઉપયોગ દિનપ્રતિદિન વધારે થાય છે. ખુરસીને અંગ્રેજી ભાષામાં "ચેર" કહે છે.

## મેજ

મુદ્દાઓ—[૧] મેજના દેખાવનું વર્ણનઃ- મેજનો આકાર કેવો હોય છે? મેજ શેનું બને છે? મેજને કેટલા પાયા હોય છે? મેજની કિંમત કેટલી હોય છે?

(૨) મેજની ઉપયોગિતાઃ- મેજ શું કામમાં આવે છે?

(૩) મેજ વિષેની સામાન્ય હકીકત.

મેજને ચાર પાયા હોય છે. મેજના ઉપરના ભાગનો આકાર ચોરસ, લંબચોરસ વિ. હોય છે. મેજ લાકડામાંથી

બનાવવામાં આવે છે. મોટાં મેજની કિંમત સામાન્ય રીતે રૂા. ૧૦) થી રૂા. ૨૫) સુધીની હોય છે.

મેજ લખવાના કામમાં આવે છે. વળી, હોટેલમાં ખોરાક વિ. મુકવા સારૂ મેજનો ઉપયોગ થાય છે. નાનાં ઢળતાં મેજ પણ લખવાના કામમાં વપરાય છે.

ખુરસી અને મેજ એ સામાન્ય ઉપયોગની વસ્તુઓ છે અને તેઓનો બ્હોળો ઉપયોગ થાય છે. મેજને અંગ્રેજીમાં "ટેબલ" કહે છે.

## પેટી

સુદ્દાઓઃ-(૧) પેટીના દેખાવનું વર્ણનઃ- પેટીનો આકાર કેવો હોય છે? પેટી શેની બને છે? સામાન્ય પેટીની કિંમત શું હોય?

(૨) પેટીની ઉપયોગિતાઃ-પેટી શું કામમાં આવે?

(૩) **પેટી વિષેની સામાન્ય હકીકતઃ—**

પેટીનો આકાર મુખ્યત્વે લંબચોરસ હોય છે. સાગના પાટીઆમાંથી સારી અને મજબુત પેટીઓ બનાવવામાં આવે છે.

પેટીમાં કપડાં, કાગળો, પુસ્તકો, કિંમતી દાગીના વિ. વિધવિધ વસ્તુઓ મુકવામાં આવે છે.

સુથાર પેટી બનાવે છે. લાકડાની પેટીની માફક લોઢાની ટૂંક કપડાં તથા અન્ય વસ્તુઓ મુકવામાં વપરાય છે.

# આંબો

મુદ્દાઓઃ– (૧) **આંબાના વૃક્ષનો દેખાવઃ–** આંબાના વૃક્ષની ઉંચાઇ કેટલી હોય છે? આંબાના વૃક્ષનાં પાંદડાં કેવાં હોય છે? આંબાના વૃક્ષની કિંમત શી હોય?

(૨) **આંબાના વૃક્ષની ઉપયોગિતાઃ–** આંબાના વૃક્ષની મુખ્ય ઉપયોગિતા શી? આંબાના લાકડાનો ઉપયોગ શું?

(૩) **આંબાના વૃક્ષની સામાન્ય હકીકતઃ—**

આંબાના વૃક્ષની ઉંચાઇ સામાન્ય વૃક્ષ જેવી હોય છે તેના પાંદડાંથી આંબાનું વૃક્ષ ઘટાવાળું દેખાય છે. આંબાનાં પાંદડાં અણીવાળાં હોય છે. આંબાના વૃક્ષની સામાન્ય કિંમત રૂા. ૨૦) થી ૫૦) સુધીની હોય છે.

આંબાના વૃક્ષની મુખ્ય ઉપયોગિતા તેના ફળમાં છે. આંબાના ફળને કેરી કહે છે. કેરી અથાણુંના ઉપયોગમાં આવે છે તથા પાકી કેરી રસના ઉપયોગમાં આવે છે. પાયરી અને આફુસની કેરીઓ ઉંચી જાતની ગણાય છે. આંબાનાં લાકડાંનાં પાટીયાં, પીડા વિ. ઇમારતી કામમાં વપરાય છે.

વસંત ઋતુથી આંબા પર મોર આવે છે, અને હોળીનો તહેવાર આવતાં કેરીના નાના મરવા થાય છે. ઉનાળામાં કેરી પાકી બને છે. ગુજરાતમાં અનેક સ્થળે આંબાના વૃક્ષો હોય છે. કેરીને પરદેશોમાં પણ મોકલવામાં આવે છે. આંબાને રોપ્યા પછી તેના વૃક્ષ પર આશરે પાંચ વર્ષમાં કેરી આવે છે.

## ક્રિકેટ

મુદ્દાઓ:—(૧) **નામ તથા સમજુતી:**—ક્રિકેટની રમતમાં શું શું સાધનો હોય છે? ક્રિકેટની રમતનું સામાન્ય વર્ણન આપો.

(૨) **ક્રિકેટના ફાયદાઓ:**—ક્રિકેટની રમતથી શા ફાયદા થાય છે?

(૩) **ક્રિકેટ વિષે સામાન્ય હકીકત:**—

ક્રિકેટની રમતમાં બેટ, બોલ અથવા દડો અને 'સ્ટમ્પસ્' એ રમતનાં મુખ્ય સાધનો છે. ક્રિકેટની રમતમાં બેટ લઇ રમનાર ખેલાડીને "બેટસ્‌મેન" કહે છે દડાને નાખનારને "બોલર" કહે છે, અને "સ્ટમ્પસ્" ની પાછળ ઉભા રહેનાર ખેલાડીને "વીકેટકીપર" કહેવામાં આવે છે. ખેલાડીઓમાંના મુખ્યને કેપ્ટન કહેવામાં આવે છે અને તેની સૂચના મુજબ રમતના ખેલાડીઓ રમતમાં ભાગ લે છે.

ક્રિકેટની રમતમાં અનેક ખેલાડીઓ હોય છે તેથી રમતમાં આનંદ મળે છે. ક્રિકેટની રમતથી શરીરને કસરત મળે છે અને માનસિક શકિતઓમાં સ્ફુર્તિ આવે છે. ક્રિકેટની રમતથી મનુષ્યમાં ચપળતાનો અને હિંમતનો ગુણ કેટલેક અંશે કેળવાય છે.

ક્રિકેટની રમત એ પરદેશી રમત છે. ક્રિકેટની રમતના ખેલાડીઓની એક ટોળી તેવી અન્ય ટોળી સાથે રમતની હરિફાઇમાં ઉતરે છે તેને ક્રિકેટ મેચ કહેવામાં આવે છે. મુંબઇમાં ચતુરંગી મેચો રમાય છે. વળી, કેટલાક વખત પહેલાં, હિંદુસ્થાનની ક્રિકેટની ટીમ ઓસ્ટ્રેલીઆની ક્રિકેટ ટીમ સાથે રમતમાં ઉતરી હતી અને હિંદુસ્થાનની ક્રિકેટ ટીમ ઇંગ્લાંડમાં ક્રિકેટ મેચની રમત સારૂ ગઇ હતી.

પ્રખ્યાત ક્રિકેટની મેચના પ્રસંગોમાં સેંકડો પ્રેક્ષકો રમત જોવા હાજર હોય છે.

## વડ

મુદ્દાઓઃ—(૧) **વડના વૃક્ષનો દેખાવઃ**—વડના વૃક્ષની ઉંચાઈ કેટલી હોય છે? વડના વૃક્ષના પાંદડાં કેવાં હોય છે? વડના વૃક્ષના ફળનું નામ શું?

(૨) **વડના વૃક્ષની ઉપયોગિતાઃ**—વડના વૃક્ષની છાયા કેવી હોય છે? વડના વૃક્ષનું લાકડું શા કામમાં આવે છે? વડના વૃક્ષના પાનનો શો ઉપયોગ થાય છે? વડના વૃક્ષનું દાતણ કરવાથી શો લાભ થાય?

(૩) **વડના વૃક્ષની સામાન્ય હકીકતઃ**—પ્રખ્યાત કબીરવડ કયાં આવ્યો છે, અને તેને વિષે તમે શું જાણો છો?

## કબાટ

મુદ્દાઓઃ—(૧) **કબાટનો દેખાવ વિઃ** કબાટનો દેખાવ કેવો હોય છે? કબાટ શેનાં બને છે? સામાન્ય કબાટની કિંમત શી હોય?

(૨) **કબાટની ઉપયોગિતાઃ**—કબાટ શું કામમાં આવે છે? કબાટનો ઉપયોગ કયાં થાય છે?

(૩) **કબાટ વિષે સામાન્ય હકીકતઃ**—કબાટના મુખ્ય ભાગો વિષે શું જાણો છો? બીલોરી કાચની-

તકતીઓ કબાટના બારણામાં જડેલી હોય તો કબાટ આકર્ષક લાગે કે નહિ ? કબાટને આકર્ષક બનાવવા શી વસ્તુઓ વપરાય છે ?

## પલંગ

**મુદ્દાઓ:—** (૧) **પલંગનો દેખાવ:**—પલંગનો આકાર કેવો હોય છે ? પલંગ શેનો બને છે ? પલંગની સામાન્ય કિંમત શી હોય ?

(૨) **પલંગનો ઉપયોગ:**—પલંગના ઉપયોગ વિષે શું જાણો છો ?

(૩) **પલંગ વિષે સામાન્ય હકીકત:**—પલંગ વિષે શું શું જાણો છો !

## હિંચકો

**મુદ્દાઓ:—**(૧) **હિંચકાનો દેખાવ વિ:**—હિંચકાનો આકાર કેવો હોય ? હિંચકો શેનો બને છે ? હિંચકાની સામાન્ય હકીકત શી હોય છે ?

(૨) **હિંચકાનો ઉપયોગ:**—હિંચકાના ઉપયોગ વિષે શું જાણો છો

(૩) **હિંચકા વિષે હકીકત:** કઠેરાવાળા હિંચકાથી શો લાભ થાય ? અતિશય હિંચકાથી હિંચકા પર બેઠેલા મનુષ્યને શું થાય ?

## સીસાપેન

મુદ્દાઓ:- (૧) **સીસાપેનનો દેખાવ વિ.**—સીસાપેનનો આકાર કેવો હોય છે? સીસાપેન શેમાંથી બનાવવામાં આવે છે? સીસાપેનની કિંમત કેટલી હોય?

(૨) **સીસાપેનનો ઉપયોગ:-** સીસાપેન શા કામમાં આવે છે?

(૩) **સીસાપેન વિષે સામાન્ય હકીકત:-** સીસાપેનને અંગ્રેજીમાં શું કહે છે? સારી સીસાપેન ક્યાં બને છે? સીસાપેનથી લખેલા અને સહીથી લખેલા અક્ષરમાં શો અગત્યનો તફાવત હોય છે?

## ટોપી

મુદ્દાઓ:- (૧) **ટોપીનો દેખાવ વિ:**-ભિન્ન ભિન્ન ટોપીઓના આકાર કેવા હોય છે? ટોપીઓના રંગ કેવા હોય છે? ટોપીઓ શેમાંથી બનાવવામાં આવે છે? કોઇ સામાન્ય ટોપીની કિંમત કેટલી હોય?

(૨) **ટોપીનો ઉપયોગ:-** ટોપીના ઉપયોગ વિષે શું જાણો છો? વયોવૃદ્ધ મનુષ્ય સામાન્ય રીતે શું પહેરે છે?

(૩) **ટોપી વિષે સામાન્ય હકીકત:-** ભિન્ન ભિન્ન કોમના મનુષ્યો ટોપીનો ઉપયોગ કરે છે કે કેમ? યુરોપીયનો ટોપીને બદલે શેનો ઉપયોગ કરે છે? તમને કેવી જાતની ટોપી પસંદ છે? શા કારણથી?

## કુવો

**મુદ્દાઓઃ-** (૨) **કુવાનો દેખાવ વિ.** કુવાનો આકાર કેવો હોય છે? કુવાની ઉંડાઇ આશરે કેટલી હોય!

(૧) **કુવાનો ઉપયોગઃ-** કુવાનું પાણી શા ઉપયોગમાં લેવાય છે? કુવાનું પાણી ખારૂં હોય તો તે શા કામમાં આવે?

(૩) **કુવા વિષે સામાન્ય હકીકતઃ-** સામાન્ય કુવો બંધાવતાં શું ખર્ચ થાય? કુવા પર ઢાંકણાની જરૂર ખરી કે નહિ? શા કારણથી? કુવાનું પાણી બગડી ગયું હોય તો પાણી સુધારવા શું કરવું પડે?

## કુતરો

"વફાદાર હું પ્રાણી પ્યારૂં, ખાઇ ધણીનું ધાન"
હલાલ તેનું નીમક કરૂં છું, મનમાં રાખી માન,
રાત દિન સેવા છું કરનાર.

(દાદી એદલજી).

**શારીરિક વર્ણન.** સામાન્યતઃ કુતરો સર્વ કોઇએ જોયો હોયછે. તેને ચાર પગ તથા એક પુંછડી હોય છે. કુતરાના દાંત ઘણા તીણા અને રાક્ષસી હોય છે. તેની છાતીનો ઘેરાવો વિશાળ હોય છે. આ હકીકત ઉપરથી આપણને ખબર પડે છે કે વ્યાઘ્ર, ચિત્તો વિ. જંગલમાં રહેનારા પ્રાણીઓ સાથે કુતરો સરખામણીમાં આવી શકે એવો છે છતાં તે જુના સમયથી મનુષ્યજાતિ સાથે રહેવાથી ઉપર દર્શાવેલાં

પ્રાણીઓની માફક જંગલી રહ્યો નથી અને ગાય, ભેંસ વિ. પાળેલાં પ્રાણીઓની માફક મનુષ્યની સાથે રહે છે.

**સ્વભાવ.** કુતરો વફાદાર પ્રાણી છે. તેનો મુખ્ય ખોરાક રોટલો, ભાત વિ. હોય છે. કુતરાનો સ્વભાવ અજાણ્યા મનુષ્ય અથવા પ્રાણીને ભસવાનો હોય છે, પણ કહેવત મુજબ ભસતા કુતરાઓ ભાગ્યે જ કરડે છે. હડકાયાં કુતરાંઓ કરડે તો મનુષ્યને અથવા પ્રાણીને હડકવા હાલે છે અને તે મનુષ્ય અથવા પ્રાણી અત્યંત દુઃખી થાય છે. હડકાયલાં કુતરાં કરડયાં હોય તેની સારવાર સારૂ અમદાવાદ તથા કસાવલીના સ્થળોએ દવાખાનાં છે.

કુતરાના સ્વભાવ વિષે એક લેખક સંસ્કૃતમાં લખે છે કે તે ખોરાક આપનારને જોઇ પુંછડી હલાવે છે, પેટ સામું જુવે છે અને તેવી અનેક ચેષ્ટાઓ કરે છે પરંતુ હાથી શાંતિથી જુએ છે અને અનેક પ્રિય શબ્દો કહેવામાં આવે છે ત્યારે તે ખોરાક લે છે.

**ઉપયોગ.** પાળેલો કુતરો તેના શેઠના ઘરની દિવસે તથા રાત્રિએ ચોકી કરે છે. તે અજાણ્યા મનુષ્ય અથવા પ્રાણીને ભસે છે અને તેથી આસપાસનાં સર્વ કોઈ એકદમ જાણી શકે છે કે કોઇ અજાણ્યું મનુષ્ય અથવા પ્રાણી તે સ્થળે આવેલું છે. કુતરાઓ અનેક પ્રકારના હોય છે. કેટલાક કુતરાઓ ઘણા હિંમતવાન હોય છે અને તેમાંના જેઓ શિકારી કુતરાઓ

તરીકે ઓળખાય છે તેઓ શિકાર કરતી વખતે ઉપયોગમાં લેવાય છે. યુરોપીયનો કુતરાઓને શોખ સારૂ પાળે છે, અને તેમને સ્વચ્છ રાખી પોતાની સાથે ફેરવે છે.

**ઉપસંહાર.** કુતરો વફાદાર, ચતુર અને નિમકહલાલ પ્રાણી હોય છે. કુતરાઓ રંગે લાલ, કાળા, ધોળા વિ. હોય છે. કુતરાનું આયુષ્ય સામાન્યતઃ ૨૦) વર્ષ સુધીનું હોય છે.

## સિંહ

**શારીરિક રચના.** પૃથ્વીપર સર્વ પ્રાણીઓમાં સિંહ અત્યંત જોરાવર અને પરાક્રમી છે; તેથી તેને પશુઓનો રાજા કહેવામાં આવે છે, અને તે વનરાજ, કેસરી, વિ. નામોથી ઓળખાય છે. તે આશરે ૬) ફુટ લાંબો અને ચાર ફુટ ઉંચો હોય છે. તેની કેડનો ભાગ પાતળો હોય છે. ડોક ઉપરના વાળને યાળ અથવા કેશવાળી કહે છે. આ યાળને લીધે સિંહ "કેસરી" નામથી ઓળખાય છે. તેવી યાળ સિંહણને હોતી નથી. તેની આંખો મોટી અને તેજસ્વી હોય છે. તેના ચારે પગે મોટા અણીવાળા ન્હોર હોય છે.

**ખોરાક અને સ્વભાવ.** સિંહનો ખોરાક મુખ્યત્વે માંસનો હોય છે. તે જંગલોમાં તથા સરકસોમાં જોવામાં આવે છે, તથા જ્યાં પ્રાણીઓનું સંગ્રહસ્થાન હોય ત્યાંપણ તેને રાખવામાં આવે છે. આ પ્રાણી હિંસક હોય છે પરંતુ કહેવાય છે કે જ્યારે તે ભૂખ્યો હોય છે

ત્યારે જ તે શિકાર કરે છે. સિંહ નિડર હોય છે અને તે નિડરપણે રહે છે. સિંહ વિષે એક પ્રસિદ્ધ વાર્તા નીચે મુજબ છે.

**દૃષ્ટાંત.** એન્ડ્રોકલીસ કરીને એક ગુલામ હતો. એક વખત તેણે એક સિંહના પંજામાંથી કાંટો કાઢી નાખી, વનસ્પતિની દવા કરી તેનો પંજો સાજો કર્યો. આ ઉપકારનો બદલો સિંહ ભૂલી ન ગયો તે નીચે દર્શાવેલા બનાવપરથી માલમ પડે છે. કેટલાક વખત પછી, આ સિંહને પકડવામાં આવ્યો અને તેને ભૂખ્યો રાખવામાં આવ્યો. એન્ડ્રોકલીસને અમુક ગુન્હા સારૂ શિક્ષા થઈ અને આ ક્ષુધાર્તસિંહની સમક્ષ તેને મુકવાનો હુકમ થયો. અમીર વર્ગના તથા અન્ય વર્ગના લોકો આ દૃશ્ય જોવા હાજર થયા હતા. જેવો સિંહને છુટો મુકવામાં આવ્યો કે તરતજ તેણે ગર્જના કરી પરંતુ જ્યારે તેણે એન્ડ્રોકલીસને જોયો ત્યારે તે નરમ થઈ ગયો. તે સમયે હાજર રહેલા સર્વ લોકો આ દૃશ્ય જોઇ અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયા, કારણ કે તેઓએ ધાર્યું હતું કે તે ક્ષુધાપીડિત સિંહ એન્ડ્રોકલીસને મારી નાંખશે પરંતુ પરિણામ તેથી જુદુંજ આવ્યું. ઉપકારનો બદલો સિંહ ભુલી ન ગયો તે આ ઉદાહરણપરથી માલમ પડે છે.

**દેશ તથા તેમની વસ્તી.** આફ્રિકાના જંગલોમાં તથા હિંદમાં ગિરનારની ગુફા તથા ઝાડીઓમાં સિંહ દૃશ્યમાન થાય છે.

**ઉપસંહાર.** સિંહની પાસે સરકસોમાં વિધવિધ પ્રકારના ખેલો

કરાવવામાં આવે છે. વર્ષાઋતુમાં વરસાદની ગર્જના સાંભળી સિંહ મોટી ગર્જનાઓ કરે છે. તેનું આયુષ્ય ૨૦ થી ૨૫ વર્ષનું હોય છે.

## હાથી

" રાજાની અંબાડી ફેરો, મુજપર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી, દીપે વળી દરબાર,
શ્રેષ્ઠ છું પશુમાં હું સરદાર."

(દાદી એદલજી)

**શારીરિક રચના.** હાથી પશુમાં સર્વથી મોટું પ્રાણી છે. તેને થાંભલા જેવા જાડા ચાર પગ હોય હોય છે. તેના શરીરના પ્રમાણમાં તેની આંખો તથા પુંછડી બહુ નાની હોય છે. તેને સુપડા જેવા બે કાન હોય છે. સૂંઢ લગભગ છ સાત ફુટ લાંબી હોય છે ને તેમાં હાડકું હોતું નથી અને તેથી તેને જેમ વાળવી હોય છે તેમ વળાય છે. સૂંઢને છેડે બે નસકોરાં હોય છે તે વડે તે શ્વાસ લે છે. તે સૂંઢથી સોય કે ટાંકણી જેવી ઝીણી વસ્તુને પણ પકડી શકે છે. વળી, તેનાથી તે પાણી પીએ છે તથા પોતાનો ખોરાક લઇ મોમાં મૂકે છે. સૂંઢના મૂળ આગળ બે મોટા દાંત નીકળેલા હોય છે તેને દંતૂશળ કહે છે. તે દાંત એને શોભાના છે અને ચાવવાના દાંત તો જુદા હોય છે. હાથીનો રંગ પ્રાણીઓમાં ભેંસના રંગને મળતો આવે છે.

**ખોરાક અને સ્વભાવ.** હાથી મુખ્યત્વે જંગલમાં તથા રાજરજવાડાઓમાં જોવામાં આવે છે. જંગલમાં રહેનારા હાથીઓ

વૃક્ષની છાલ, પાન, વિ. ખાઇને રહે છે, પણ રજવાડામાં રાખેલા હાથીઓને તે ઉપરાંત અનાજ અને અન્ય ખોરાક મળે છે. હાથી સ્વભાવે શાંત હોય છે. તે બુદ્ધિશાળી તેમજ નિમકહલાલ પ્રાણી છે અને તેના માવતપર અતિશય હેત રાખે છે. જંગલી હાથીઓ મોટા ટોળામાં રહે છે, તેને પાણીમાં નહાવુ બહુ ગમે છે.

હાથી, ઘોડો, ગાય, ભેંસ, વિ. પ્રાણીઓ મનુષ્ય જાતિ સાથે પ્રાચીન સમયથી રહે છે અને મનુષ્ય જાતિને તેઓ ઘણાં ઉપયોગી થઈ પડયાં છે. જંગલી હાથીઓને જ્યારે પાળવામાં અને કેળવવામાં આવે છે ત્યારે તેઓ અતિ ઉપયોગી થઈ પડે છે. જંગલી હાથીઓને પાળેલા હાથીઓની સાથે કેળવવા માટે રાખવામાં આવે છે.

**દેશ, આબોહવા અને વસ્તી.** ઉષ્ણકટિબંધના જંગલોમાં હાથીઓની વસ્તી માલમ પડે છે. આફ્રિકાના દક્ષિણના જંગલોમાં તેઓ જોવામાં આવે છે. હિમાલયના પ્રદેશોમાં બ્રહ્મદેશમાં, આસામ અને નેપાળ ભૂતાનમાં હાથીઓની સારી સંખ્યા હોય છે.

**ઉપયોગ અને દ્રષ્ટાંતો.** હાથી ઉપર રાજાઓ અંબાડી મૂકી સ્વારી કરે છે. અગાઉના સમયમાં હાથીઓ લડાઈના ઉપયોગમાં આવતા તેના ઐતિહાસિક દ્રષ્ટાંતો સુપ્રસિદ્ધ છે. પૌરસ અને સિકંદરના યુદ્ધમાં પૌરસના હાથીએ બતાવેલી નિડરતા અને હલદીઘાટના યુદ્ધમાં પ્રતાપની સામે લડતાં સલીમને પોતાના હાથીની મળેલી મદદ સુવિદિત છે.

ઉપર દર્શાવ્યાં મુજબ, હાથીઓની વફાદારી ઘણી પ્રશંસનીય છે. વળી, આપણામાં કહેવત છે કે હાથી જીવતો હોય ત્યારે લાખનો અને મરે ત્યારે સવા લાખનો. આ કહેવતની મતલબ એવી છે કે હાથીના દંતૂશળની કિંમત વિશેષ હોવાથી હાથી મરે છે ત્યારે તેની કિંમત વધુ ઉપજે છે.

**ઉપસંહાર.** હાથો તરવામાં બહુ હોશિઆર હોય છે. હાથીની ધીમી ચાલ પ્રશંસનીય છે. હાલના સમયમાં હાથી સરકસોમાં પણ જોવામાં આવે છે. હાથી ઉમદા અને ઉપયોગી પ્રાણી છે. હાથીનું આયુષ્ય લગભગ ૧૦૦) વર્ષનું ગણાય છે અને તેને હેળવીને બરાબર કેળવવામાં આવે તો તે મનુષ્યને અતિશય ઉપયોગી થઇ પડે છે.

## ભરૂચ

ગુજરાતમાં મોટામાં મોટી નર્મદા નદીના તીર ઉપર ભરૂચ શહેર આવેલું છે. ભૃગુનામના ઋષિએ તે શહેર વસાવ્યું હતું તેથી "ભૃગુપુર" નામથી તે

**નામ અને તેની સમજુતી.** ઓળખાતું. જુના સમયમાં ભરૂચ એક મોટા બંદર તરીકે પ્રખ્યાત હતું; તે વખતે આ બંદરેથી પુષ્કળ વેપાર થતો હતો અને શહેર સારી આબાદીમાં હતું.

શહેરની મધ્યમાં મોટા રસ્તાઓ છે અને આસપાસ જોવા લાયક મકાનો છે. શહેરમાં એક સરકારી અંગ્રેજી

**ભરૂચ શહેરનાં જોવા લાયક સ્થળો.** હાઇસ્કુલ આવેલી છે અને તે આર. એસ. દલાલ હાઇસ્કુલ તરીકે ઓળખાય છે. હાઇસ્કુલની પાસે શહેરનું મોટું પુસ્તકાલય આવેલું છે. શહેરમાં અન્ય નાનાં

પુસ્તકાલયો પણ છે. વળી હાઇસ્કુલની સામે એક મોટું ટાવર આવેલું છે. શહેરમાં એક મોટી પોસ્ટ ઓફીસ આવેલી છે. નર્મદાનદીને તીરે આવવાથી આ શહેર જોવા લાયક બને છે.

**ભરૂચ શહેરનો વેપાર.** શહેરના આસપાસના પ્રદેશમાં તથા ભરૂચ જીલ્લામાં રૂ તથા ઘઉંનો સારો પાક થાય છે. શહેરમાં મીલો છે જ્યાં રૂ કંતાય છે તેમજ વણાય છે, એટલે કાપડ તૈયાર થાય છે વળી, જેમ ખેડા જીલ્લો તમાકુને માટે પ્રસિદ્ધ છે તેમ આ જીલ્લો કપાસને માટે પ્રસિદ્ધ છે. વળી, આ શહેરનો અન્ય સ્થળો સાથેનો વેપાર રેલ્વે મારફત થાય છે, પરંતુ આ શહેરનો જુના સમયના જેવો નદીના માર્ગે વેપાર ચાલતો નથી.

**ભરૂચ શહેરની આબોહવા.** શહેરની આબોહવા સાધારણ છે.

**ઉપસંહાર.** ભરૂચ જીલ્લાનું મુખ્ય શહેર ભરૂચ છે; તેથી, ભરૂચ જીલ્લાના રેવન્યુખાતાના, પોલીસખાતાના, કોર્ટના તથા અન્ય ખાતાઓના અધિકારીઓ આ સ્થળે રહે છે. શહેરમાં એક મ્યુનિસિપાલિટી છે.

વળી, નર્મદા નદીને હિંદુ લોકો પવિત્ર ગણે છે અને તેથી ભાવિક હિંદુઓ ધાર્મિક ભાવનાથી ભરૂચ જાય છે.

## રેલ્વે સ્ટેશન

રેલ્વે સ્ટેશન એટલે આગગાડીને ઉભા રહેવાનું મથક. " રેલ્વે સ્ટેશન " એ શબ્દ અંગ્રેજીભાષાનો છે પરંતુ તે

**રેલ્વે સ્ટેશન અને તેનો દેખાવ.**

**રેલ્વે સ્ટેશન** શબ્દનો ઉપયોગ એટલી સરળતાથી ગુજરાતી ભાષામાં થાય છે કે તે વિષે વિશેષ વિવેચનની જરૂર નથી. કોઇ પણ શહેરના રેલ્વે સ્ટેશનના પ્લેટફોર્મમાં દાખલ થતાં સ્ટેશનમાસ્તરની ઓફીસ, તથા પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ માટેની "વેઇટીંગ રૂમો" વિ. આવે છે. તે ઉપરાંત, પ્લેટફોર્મપર ટેલીગ્રાફ (તાર) ઓફીસ તથા પાર્સલ ઓફીસ વિ. હોય છે. સ્ટેશનથી કેટલેક દૂર સીગન્લ રાખવામાં આવે છે અને જ્યારે આ સીગન્લ અપાય છે ત્યારે આગગાડી સ્ટેશનના પ્લેટફોર્મમાં દાખલ થાય છે.

આગગાડી આવવાની તૈયારી હોય છે, ત્યારે ટીકીટ ઓફીસ આગળ કેટલાક લોકો ટીકીટ લેવામાં રોકાયલા દેખાય છે. વળી, તહેવારોમાં તથા માંગલિક દિવસોમાં ટીકીટ ઓફીસ આગળ લોકોની વિશેષ ભીડ જોવામાં આવે છે. તે ઉપરાંત, સ્ટેશનપર ચા વેચનારાઓ, મમરા સેવ વિ. વેચનારા ફેરીઆઓ વિ. લોકો જોવામાં આવે છે. સ્ટેશનપર આગગાડી આવતાં લોકોની ભીંડ તથા કોલાહલ વધે છે. વળી, જ્યારે આગગાડી સ્ટેશનપરથી જતી રહે છે ત્યારે લોકોની ભીડ એકદમ ઓછી થાય છે અને કોલાહલ ઓછો થાય છે.

**રેલ્વે દાખલ થયા પહેલાંની સ્થિતિ.**

રેલ્વેનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે. જ્યારે પહેલાંના વખતમાં રેલ્વે નહતી ત્યારે લોકો ગાડાં, ઘોડાગાડીઓ વિ. વાહનોથી મુસાફરી કરતા હતા. જુના સમયમાં કોઇ મનુષ્યને દૂરની જાત્રાએ જવું હોય તો અનેક દિવસ થતા તથા અનેક મુશ્કેલીઓ વેઠવી પડતી એટલુંજ નહિ પરંતુ રસ્તે નિર્ભય જઇ શકાતું નહિ અને લુંટારાઓથી લુંટાવાનો ઘણો ભય રહેતો.

**રેલ્વે અને વેપાર.** રેલ્વેથી વેપારની સરળતા થાય છે. વળી, દેશમાં વેપારની વૃદ્ધિ કરવામાં તથા દેશની આર્થિક સ્થિતિ સુધારવામાં રેલ્વે અગત્યનો ભાગ ભજવે છે. જે સ્થળે રેલ્વે સ્ટેશન નથી ત્યાંની સ્થિતિ એક નાના ગામ જેવી હોય છે અને ત્યાંનો વેપાર રોજગાર પણ મંદ હોય છે અને લોકો કેળવણીમાં પણ પછાત હોય છે.

**ઉપસંહાર.** હિંદુસ્થાનમાં રેલ્વેનો પ્રચાર પાશ્ચાત્ય દેશોના જેટલો થએલો નથી, પણ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે, જી. આઇ. પી. રેલ્વે વિ. અનેક રેલ્વેઓ છે. મુંબઇ જેવા મોટા શહેરમાં અનેક સ્ટેશનો છે પરંતુ દરેક મોટા ગામ અથવા શહેરમાં સામાન્યતઃ એક રેલ્વેસ્ટેશન હોય છે.

આજના જમાનામાં રેલ્વેની માફક મોટર પણ વ્યવહારના સાધન તરીકે અતિઉપયોગી ભાગ ભજવે છે. આજના સમયમાં દરેક સ્થળે રેલ્વેસ્ટેશન એક અગત્યનું સ્થાન ભોગવે છે અને રેલ્વે સ્ટેશનથી રેલ્વે મારફત તે સ્થળનો અન્ય શહેર તથા દેશો સાથેનો વેપાર તથા વ્યવહાર ચાલે છે.

## મ્યુનિસિપાલિટી

**નામ તથા સમજુતી.** શહેર અથવા મોટા ગામની અંદર સ્થાનિક કાર્યો કરવા જે સ્થાનિક ખાતું (સામાન્ય રીતે મોટાભાગના) પ્રજાથી ચુંટાએલા સભ્યોથી ચાલે છે તેને મ્યુનિસિપાલિટી કહે છે.

જાહેર સ્થળોમાં તથા મહોલ્લામાં દિવા કરાવવાનું કાર્ય, શહેરમાં અથવા ગામમાં પાણી છંટાવવાનું કાર્ય, જાહેર સ્થળો સાફ કરાવવાનું કાર્ય, જન્મમરણનાં રજીસ્ટર

**મ્યુનિસિપાલિટીના ફાયદા.** રાખવાનું કાર્ય, જાહેર દવાખાનાં સ્થાપવાનું તથા તેનો નિભાવ કરવાનું કાર્ય, તથા પ્રાથમિક કેળવણી સંબંધી તથા તેના નિભાવનું કાર્ય, તથા આગ બુઝાવવાનું કાર્ય, વિ. વિધવિધ કાર્યો યોગ્યરીતે કરવાં એ પ્રત્યેક મ્યુનીસિપાલિટીની ફરજ છે. તે ઉપરાંત, જાહેરબાગ, પુસ્તકાલય, સંગ્રહસ્થાન, ધર્મશાળાઓ તથા જાહેર મકાનો બંધાવવાના તથા નિભાવ કરવાના કાર્યમાં, તથા વસ્તીગણત્રીના કાર્યમાં, તથા જાહેર તંદુરસ્તી અને સલામતીમાં વૃદ્ધિ થાય તેવાં કાર્યો કરવામાં મ્યુનિસિપાલિટીએ યોગ્ય ફાળો આપવો જોઇએ.

ઉપર દર્શાવેલાં સર્વ કાર્યો તથા અન્ય સ્થાનિક કાર્યો કરવા સુધરાઇખાતાની કેટલી આવશ્યકતા છે તે સ્પષ્ટ છે; તેથી, જે સ્થળે સુધરાઇ ખાતું હોય છે ત્યાં કેટલા લાભ છે તે સરળતાથી સમજાય છે.

**મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ.** પ્રત્યેક મ્યુનિસિપાલિટી સ્થાનિક પ્રજાપર કર નાંખી પોતાનો નિભાવ કરે છે. ઉદાહરણ તરીકે, મ્યુનિસિપાલિટી તરફથી ઘરવેરો, જાજરૂવેરો, પાણીવેરો, વિ. કર પ્રજા પાસેથી લેવામાં આવે છે. અર્થાત્, પ્રત્યેક શહેર અથવા ગામની મ્યુનિસિપાલિટીને જે જે ખર્ચ થાય છે તે ખર્ચ પ્રજાપર કર નાંખી લેવામાં આવે છે.

**ઉપસંહાર.** ઉપર દર્શાવ્યા મુજબ, મ્યુનિસિપાલિટીના અનેક લાભ છે અને તેને સ્થાનિક સ્વરાજ્યની કેળવણીનું પ્રથમ પગથીઅું ગણવામાં આવે છે. આજના જમાનામાં સુધરાઇ ખાતું એ શહેર અથવા મોટા ગામમાં અગત્યનું સ્થાન ભોગવે છે.

# પોસ્ટ ખાતું

**નામ તથા સમજુતી.**

પોસ્ટ ખાતું એ એક અતિ ઉપયોગી ખાતું છે, જેનાથી મનુષ્યો એક સ્થળેથી અન્ય સ્થળે કાગળ, પરબીડીઆં વિ. સાધનોથી સંદેશાઓ મોકલે છે. આજના જમાનામાં રેલ્વે દાખલ થએલી હોવાથી પ્રથમ કરતાં થોડા ખર્ચમાં અને ત્વરાથી એક પત્ર મારફત એક સ્થળેથી અન્ય સ્થળે ખબર મોકલી શકાય છે. વળી, ચાલુ જમાનામાં પોસ્ટકાર્ડ, પરબીડીઆં વિ. ને તેમના નિયત સ્થળે મોકલવામાં વિમાનોનો પણ ઉપયોગ કરવામાં આવે છે.

**પોસ્ટખાતાના વિભાગો.**

પોસ્ટખાતામાં એક મહત્વનો ભાગ **મનીઓર્ડર ખાતાનો** છે. આ ખાતા મારફત લોકો એક સ્થળેથી અન્ય સ્થળે નાણું મોકલી શકે છે. વળી, પોસ્ટ ઓફીસ મારફત **પારસલો તથા કિંમતી ચીજો** પણ મોકલી શકાય છે. કિંમતી ચીજોનો પોસ્ટઓફીસ મારફત વિમો ઉતરાવવાથી તે ચીજોનું જોખમ પોસ્ટ ઓફીસપર રહે છે. તે ઉપરાંત, **પોસ્ટ ઓફીસમાં તારખાતું** હોય છે. તાર ખાતાથી એક મનુષ્ય એક સ્થળેથી અન્ય સ્થળે તાકીદથી સંદેશો મોકલી શકે છે. વળી, કાગળો તથા પારસલોને **રજીસ્ટર** કરી મોકલવાથી વધુ સહીસલામતથી મોકલી શકાય છે. વળી, પોસ્ટઓફીસના **સેવીંગ્સ બેંક ખાતા** મારફત જાહેર પ્રજાસારૂ સહીસલામતથી નાણું મુકવાની જોગવાઇ કરવામાં આવેલી છે, અને તે નાણુંપર વ્યાજ આપવામાં આવે છે.

પોસ્ટખાતા મારફત કોઇપણ મનુષ્ય થોડા ખર્ચમાં અને ત્વરાથી એકસ્થળેથી અન્યસ્થળે સંદેશાઓ મોકલી

**પોસ્ટખાતાના લાભ.** શકે છે. વળી, જુના સમય કરતાં સંદેશાઓ વધુ સહીસલામતથી મોકલી શકાય છે. ભિન્ન ભિન્ન સ્થળોએ રહેતા મિત્રો તથા સગાં સંબંધીઓ સાથે પત્રવ્યવહારથી તથા તાર વ્યવહારથી કોઇપણ મનુષ્ય તેમના વિષેની માહિતી મેળવી શકે છે.

**ઉપસંહાર.** આજના જમાનામાં પોસ્ટખતું જાહેર પ્રજાને અતિ ઉપયોગી ખાતું છે. રેલ્વે અને પોસ્ટખાતાથી જાહેરપ્રજાને અત્યંત લાભ છે એ નિ:શંક છે.

## ઋતુઓ

**ઋતુ તથા તેના પ્રકાર.** હિંદુસ્થાનમાં વર્ષની મુખ્ય ત્રણ ઋતુઓ છે. શિઆળો, ઉનાળો અને ચોમાસું. શિઆળામાં હેમંત અને શિશિર, ઉનાળામાં વસંત અને ગ્રીષ્મ અને ચોમાસામાં વર્ષા અને શરદ એ પેટા ભાગો પાડવાથી વર્ષની છ ઋતુઓ ગણાય છે.

**હેમંત ઋતુ.** આ ઋતુનો સમય કાર્તક અને માર્ગશીર્ષ માસમાં આવે છે. આ ઋતુમાં કંઈક ઠંડી પડવા માંડે છે. આ ઋતુમાં કાર્તક સુદી ૧) ને બેસતું વર્ષ અથવા નવું વર્ષ કહેવામાં આવે છે. તે હિંદુઓનો મોટો તહેવાર છે. તે ઉપરાંત ભાઇબીજ (કા. સુ. ૨), લાભ પાંચમ (કા. સુ. ૫), દેવઉઠી એકાદશી (કા. સુ. ૧૧) અને દેવદિવાળી (કા. સુ. ૧૫) એ હિંદુઓના આ ઋતુમાં મુખ્ય તહેવારો છે.

**શિશિર ઋતુ.** આ ઋતુ પોષ અને મહા મહીનામાં આવે છે. આ ઋતુની શરૂઆતથી ઠંડી પડવા માંડે છે. દિવસનો સમય ઘટે છે, અને રાત્રિનો સમય લાંબો થાય છે.

આ ઋતુની ઠંડીથી શરીરમાં ગરમી રહે છે અને તેથી મનુષ્યોમાં કાર્ય કરવાની શક્તિ અને ઉત્સાહ રહે છે. આ ઋતુમાં ઉત્તરાયણ અથવા મકરસંક્રાંતિ તથા વસંતપંચમી (મહા. સુ. ૫) તથા મહાશિવરાત્રિ (મહા વદ ૧૪) એ હિંદુઓના તહેવારો છે.

**વસંત ઋતુ.** આ ઋતુ ફાગણ અને ચૈત્ર માસમાં આવે છે. આ ઋતુની શરૂઆતથી ઠંડી ઓછી થાય છે અને તાપની શરૂઆત થાય છે. એકંદરે હવા સમશીતોષ્ણ હોય છે. સવારના સમયમાં હવા આરોગ્યવર્ધક હોય છે, અને રાત્રિના સમયમાં આકાશ વાદળાં વગરનું સ્વચ્છ અને નિર્મળ હોય છે, અને તેથી શુક્લપક્ષમાં ચંદ્રમાનો પ્રકાશ આનંદપ્રદ હોય છે. આ ઋતુમાં વૃક્ષપરથી પાંદડાં ખરી જાય છે તેથી તેને "પાનખર" ઋતુ કહેવામાં આવે છે. આ ઋતુમાં ઘેરૈયા ચૌદશ, હુતાશની (ફા. સુ. ૧૫) ધુળેટી, રામનવમી (ચૈ, સુ. ૯) તથા શ્રી હનુમાન જયંતિ (ચૈ, સુ ૧૫) એ હિંદુઓના મુખ્ય તહેવારો છે.

**ગ્રીષ્મ ઋતુ.** ઉનાળાના છેલ્લા બે મહિના વૈશાખ અને જેઠમાં આ ઋતુનો સમય હોય છે. ઉનાળાનો ખરો તાપ આ ઋતુમાંજ માલમ પડે છે. બફારો બહુ થાય છે અને પ્રાણી માત્ર તાપથી આકુળ વ્યાકુળ થઈ જાય છે. આ સમયમાં તાપને લીધે લોકોને પુષ્કળ તરસ લાગે છે અને તેથી પરોપકારી લોકો સ્થળેસ્થળે જનહિતાર્થે પરબો મંડાવે છે. શ્રીમંત લોકો તથા મોટા અમલદારો તાપને લીધે આ સમયમાં આબુ, ડુમસ વિ. હવાખાવાના સ્થળોએ જાય છે. આ ઋતુમાં અખાત્રીજ (વૈ. સુ. ૩) અને ભીમ એકાદશી (જે. સુ. ૧૧) એ હિંદુઓના મુખ્ય તહેવારો છે.

આ ઋતુનો સમય અષાડ અને શ્રાવણ મહીનામાં આવે છે.

**વર્ષા ઋતુ.** આ ઋતુના આગમનથી ચોમાસું આવે છે. આ ઋતુમાં વરસાદ સારો વરસે છે. હિંદના લોકોનો મોટો ભાગ ખેતીનો ધંધો કરે છે અને ખેતીનો આધાર વરસાદપર છે. જો સારો અને માફકસર વરસાદ આવે તો હિંદમાં સર્વત્ર અનાજ, ઘાસ, વિ. પુષ્કળ થાય, અને ખેડુતોની આર્થિકસ્થિતિ સારી રહે. જો અનાવૃષ્ટિ થાય અથવા અતિશય વૃષ્ટિ થાય તો ખેતીના પાકને નુકશાન થાય અને દેશમાં દુષ્કાળ પડે. આ ઋતુમાં રથજાત્રા (અ. સુ. ૨), દેવપોઢી એકાદશી (અ. સુ. ૧૧), દિવાસો, (અ. વ. ૦)), બળેવ (શ્રા. સુ. ૧૫) નાગપાંચમ (શ્રા. વ. ૫), શીતલા સપ્તમી (શ્રા. વ. ૭) અને જન્માષ્ટમી (શ્રા. વ. ૮) એ હિંદુઓના મુખ્ય તહેવારો છે.

**શરદ્ઋતુ.** આ ઋતુ ભાદરવા અને આસો મહીનામાં આવે છે. આ ઋતુમાં વરસાદ ઓછો થાય છે.આ ઋતુમાં મેલેરીઆ તાવ વિ. રોગોનો ઉપદ્રવ થાય છે તેથી મનુષ્યોએ આહાર વિહારમાં બહુ કાળજી રાખવી જોઇએ. આ ઋતુમાં ભાદરવા માસના શ્રાદ્ધ તિથિના દિવસો ઉપરાંત ગણેશચતુર્થી (ભા. સુ. ૪), નવરાત્રિ (આ. સુ. ૧ થી ૯) વિજયાદશમી ( આ. સુ. ૧૦), શરદ્પૂર્ણિમા (આ. સુ. ૧૫) વાઘ બારસ (આ. વ. ૧૨), ધનતેરશ (આ. વ. ૧૩), કાળી ચૌદશ (આ. વ. ૧૪), અને દિવાળી (આ. વ. ૦), એ હિંદુઓના મુખ્ય તહેવારો છે. દિપોત્સવીના તહેવારો એ હિંદુઓના મોટા તહેવારો ગણાય છે અને તે પ્રસંગપર નાનાં બાળકો દારૂખાનું ફોડે છે અને લોકો સગાંવહાલાં તથા મિત્રમંડળની સંગતમાં આનંદ કરે છે. દિવાળીનો દિવસ એ વિક્રમ સંવત્ વર્ષનો છેલ્લો દિવસ છે, અને ત્યાર પછી નવું વિક્રમસંવત્ વર્ષ બેસે છે, અને ઋતુઓ ઉપર દર્શાવ્યા મુજબ પુનઃ શરૂ થાય છે.

# જન્માષ્ટમી

**જન્માષ્ટમીનો તહેવાર.**

હિંદુઓના ધાર્મિક તહેવારોમાં જન્માષ્ટમીનો તહેવાર ઉચ્ચ-સ્થાન ભોગવે છે. વિક્રમ સંવત્ વર્ષમાં શ્રાવણ વદી આઠમનો દિવસ તે જન્માષ્ટમીનો દિવસ. તે દિવસે શ્રીકૃષ્ણ પ્રભુનો જન્મ થએલો. જન્માષ્ટમીની રાત્રે બાર વાગે શ્રીકૃષ્ણ પ્રભુનો જન્મ થએલો તેથી તે સમયે મંદિરોમાં દર્શનાર્થે લોકોની ઠઠ જામે છે. જન્માષ્ટમીના દિવસે કેટલેક સ્થળે મેળો ભરાય છે અને તે દિવસે અનેક મનુષ્યો મેળામાં ભાગ લે છે.

**જન્માષ્ટમીના મેળાનું વર્ણન.**

જ્યાં જન્માષ્ટમીનો મેળો ભરાય છે ત્યાં ભિન્ન ભિન્ન વસ્તુઓની દુકાનોની અનેક હારો દષ્ટિએ પડે છે. કેટલીક જગ્યાએ જાદુગરો વિસ્મય પમાડે તેવા ખેલો બતાવે છે અને ત્યાં લોકોનાં ટોળાં ભેગાં થાય છે. તે ઉપરાંત, ચકડોળ તથા અન્ય રમતગમતનાં સાધનો માલમ પડે છે વળી. કેટલેક સ્થળે અનેક રમણીય માટીનાં રમકડાં નજરે પડે છે. આ સર્વ રમકડાંઓ તરફ બાળકોનું મન આકર્ષાય છે અને નવીન રમકડાં લેવા ઉત્સુક દેખાય છે.

વળી, અપંગ અને ગરીબ મનુષ્યો પૈસા માટે વિનંતિ કરતા દેખાય છે. લુચ્ચા મનુષ્યો પણ મેળામાં આવે છે અને સુજ્ઞ મનુષ્યો તેમનાથી સાવધાન રહે છે. તે ઉપરાંત અનેક મનુષ્યો સારાં વસ્ત્રો પહેરી આમ તેમ જતા માલમ પડે છે અને મેળામાં સર્વત્ર ઉત્સાહનું વાતાવરણ દશ્યમાન થાય છે.

મેળાથી થતા લાભ.

મેળામાં ભિન્ન ભિન્ન હુન્નરકળાના નમુનાઓ આવે છે અને તેથી કારીગરોમાં સ્પર્ધા થાય છે અને સ્પર્ધાથી તે ઉદ્યોગોની કળાકૌશલ્યમાં વિકાસ થાય છે. વળી, મેળામાં લોકો ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોના સંસર્ગમાં આવે છે. મેળાથી મનુષ્યોને આર્થિકલાભ તથા ભિન્ન ભિન્ન જ્ઞાનનો લાભ થાય છે એટલું જ નહિ, પરંતુ મનુષ્યો તે તહેવારનો દિવસ આનંદ અને ઉત્સાહથી નિર્ગમન કરે છે.

ઉપસંહાર.

જન્માષ્ટમીના દિવસે અનેક હિંદુઓ ભિન્ન ભિન્ન ફળ તથા મિઠાઇ વિ. પર નિર્વાહ કરે છે. લોકો મંદિરમાં તથા મેળામાં જાય છે અને દિવસ આનંદથી વ્યતીત કરે છે. જન્માષ્ટમીનો દિવસ એ હિંદુઓનો એક ઉત્તમ ધાર્મિક તહેવાર છે.

## દિવાળીના તહેવારો

" દિવાળીના દિવસમાં, ઘર ઘર દિવા થાય,
ફટાકડા ફડફડ ફૂટે, બાળક બહુ હરખાય."

નામ તથા સમજુતી.

હિંદુઓના સર્વ તહેવારોમાં દિવાળીના તહેવારો મુખ્ય ગણાય છે. આ તહેવારોના દિવસોમાં હિંદુઓ સારાં ભોજનો જમે છે, સારાં સારાં વસ્ત્રો પહેરે છે, આપ્તજન તથા મિત્ર મંડળમાં ફરે છે, અને અનેક પ્રકારે દિવાળીનો સમય આનંદમાં વ્યતીત કરે છે.

દિવાળીના તહેવારોમાં મનુષ્યો મકાન સાફસૂફ કરાવે છે, લીંપેગુંપે છે તથા તેને ધોળાવે છે. વળી, કેટલાક મનુષ્યો મકાનને આ સમયમાં રંગાવે છે. ઘરમાંનાં દરરોજ ન વપરાતાં વાસણોને માંજી ચળકતાં કરવામાં આવે છે અને લોકો આનંદથી આ તહેવારના દિવસો વ્યતીત કરે છે.

**ધનતેરશ.**

દિવાળીના તહેવારો ધનતેરશથી શરૂ થાય છે. આસો વદી ૧૩) ને ધનતેરશ કહેવામાં આવે છે. ધનતેરશના દિવસથી કેટલાક લોકો પોતાના ઘરના આંગણામાં સાથીઆ પૂરે છે, તથા ધનતેરસના દિવસે લોકો શુભ કાર્યોની શરૂઆત કરે છે. આ દિવસે અનેક લોકો સોનાના ઘરેણાંથી તથા રૂપાના નાણાંથી વિધિસર લક્ષ્મીપૂજન કરે છે. રાત્રે બાળકો દારૂખાનું ફોડે છે અને અત્યંત ખુશ થાય છે.

**કાળીચૌદશ.**

આસો વદી ૧૪) એટલે કાળીચૌદસ. આ તહેવારને દિવસે લોકો મિષ્ટાન્ન જમે છે, વસ્ત્રાલંકારો પહેરે છે, અને રાત્રે બાળકો દારૂખાનું ફોડે છે. આ દિવસે લોકો શ્રી હનુમાનજીને તેલ તથા સિંદુર અર્પણ કરી દર્શન કરે છે.

**દિવાળી.**

સંવત્ વર્ષના છેલ્લા દિવસને અને આસો મહીનાની અમાસને લોકો દિવાળી અથવા દિપોત્સવી કહે છે. આ દિવસે લોકો વિધવિધ મિષ્ટાન્ન જમે છે, શહેરમાં રાત્રે વિજળીની રોશની દૃશ્યમાન થાય છે, અને લોકો આ દિવસે શારદાપૂજન કરે છે. વળી જે લોકોએ ધનતેરશને દિવસે લક્ષ્મીપૂજન ન કર્યું હોય, તેઓ દિવાળીને દિવસે

લક્ષ્મીપૂજન કરે છે. વળી, લોકો મંદિરમાં દર્શનાર્થે જાય છે. તે ઉપરાંત નવા વર્ષનાં અભિનંદનપત્રો આ દિવસથી લખવામાં આવે છે, અને સર્વત્ર આનંદ પ્રવર્તેલો હોય છે.

**નવું વર્ષ.** દિવાળીના પછીનો દિવસ એટલે કાર્તક સુદી ૧). આ દિવસથી વિક્રમસંવત્ બદલાય છે. આ દિવસે પણ નવાવર્ષનાં અભિનંદનપત્રો લખવામાં આવે છે. શહેરમાં તથા ગામમાં લોકો સગાંવહાલાં તથા મિત્ર મંડળને મળી આનંદ કરે છે. વળી, આ દિવસે નોકરો પોતાના શેઠને સલામ કરી નવાવર્ષની બાણી મેળવે છે. લોકો આ દિવસ આનંદ અને ઉત્સાહમાં વ્યતીત કરે છે.

**ઉપસંહાર.** દિવાળીના દિવસોમાં લોકો ઘેરઘેર દિવાઓ કરે છે. વળી, લોકો આ તહેવારોનો સમય અત્યંત આનંદમાં ગાળે છે.

## વર્તમાન પત્ર

**નામ તથા સમજુતી.** વર્તમાનપત્ર શબ્દ વર્તમાન+પત્રનો બનેલો છે. વર્તમાન એટલે ચાલુ (સમય) અને પત્ર એટલે કાગળ. વર્તમાનપત્ર એટલે ચાલુ સમયના સમાચારની માહિતી આપનાર કાગળ અથવા પત્ર. વર્તમાનપત્રને અંગ્રેજીમાં ન્યુસ પેપર કહે છે. વળી, વર્તમાનપત્રને છાપું અથવા અખબાર પણ કહે છે.

દેશપરદેશના ભિન્ન ભિન્ન બનાવો તથા નવીન હકીકતોનું જ્ઞાન પ્રાપ્ત કરવા વર્તમાનપત્રોની ખાસ

**તેની જરૂરીઆત.** જરૂર છે. વર્તમાનપત્રના વાંચકને અનેકવિધ જાહેરખબરો, નોટીસો, તથા લેખોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. વળી, દેશમાં વેપાર ઉદ્યોગ કેવા છે, દેશની શું આયાત-નિકાસ છે વિ. આર્થિક સ્થિતિનું જ્ઞાન મનુષ્યને વર્તમાનપત્રો દ્વારા મળે છે. વર્તમાનપત્રોથી સામાજીક તથા રાજકીય જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. અર્થાત્, દેશપરદેશની ધાર્મિક, આર્થિક, સામાજીક, રાજકીય વિ. માહિતી પ્રાપ્ત કરવા વર્તમાનપત્રની જરૂરીઆત અનિવાર્ય છે.

**વર્તમાનપત્રોનાં નામ.** હિંદુસ્થાનમાં અંગ્રેજી ભાષામાં "ધી ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ", "બોંબે ક્રોનિકલ," "ફ્રી પ્રેસ જર્નલ," વિ. દૈનિક પત્રો પ્રસિદ્ધ છે. ગુજરાતી ભાષામાં "મુંબઈ સમાચાર", "જન્મભૂમિ." "સંદેશ" વિ. દૈનિકપત્રો છે; તે ઉપરાંત "પ્રજાબંધુ," "ગુજરાતીપંચ" વિ. સાપ્તાહિક પત્રો પ્રચલિત છે.

**વર્તમાપત્ર અને તેમનો વિકાસ.** હિંદુસ્થાન દેશમાં ઇ. સ. ૧૭૪૪ માં "ઇન્ડીઆ ગેઝેટ" નામનું પ્રથમ વર્તમાનપત્ર સરકાર તરફથી બ્હાર પડયું હતું. વર્તમાનપત્રોનો પ્રચાર ક્રમેક્રમે વધ્યો છે અને અત્યારે અનેક ભાષાઓમાં વર્તમાનપત્રો નીકળે છે.

**વર્તમાનપત્રના અધિપતિની ફરજ.** વર્તમાનપત્ર પ્રચારકાર્યનું મુખ્ય સાધન છે, તેથી વર્તમાન-પત્રના અધિપતિએ ખાસ સાવધાન રહી સત્ય હકીકતોનોજ પ્રચાર થાય તે તરફ સંપૂર્ણ લક્ષ આપવું જોઇએ તેમજ જનમંડળના અનેક વર્ગોમાં સંપ અને સુખશાન્તિની અભિવૃદ્ધિ થાય તે સારૂ

ભિન્ન ભિન્ન કોમોની લાગણીઓ દુઃખાય તેવા લેખો અને આક્ષેપોથી અલગ રહેવું જોઇએ.

**ઉપસંહાર અને બોધ.**

આધુનિક જમાનાની અનેકવિધ બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરવા વર્તમાનપત્રનું દિનપ્રતિદિન વાંચન આવશ્યક છે. જે મનુષ્યોની આર્થિક સ્થિતિ સારી ન હોય અને તે કારણસર વર્તમાનપત્રનું વાંચન કરતા ન હોય તેવા મનુષ્યોએ જ્યાં પુસ્તકાલય હોય ત્યાં બની શકે તો જવું જોઇએ અને વર્તમાનપત્રનું વાંચન કરવું જોઇએ.

## સંગ્રહસ્થાન

**નામ તથા સમજુતી.**

સંગ્રહસ્થાન એ શબ્દ સંગ્રહ+સ્થાનનો બનેલો છે. જે સ્થળે હુન્નરકળાની તથા અન્ય જોવા લાયક વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે સ્થળને સંગ્રહસ્થાન કહેવામાં આવે છે. અંગ્રેજીભાષામાં સંગ્રહસ્થાનને મ્યુઝીઅમ કહે છે. ભિન્ન ભિન્ન ચિત્રોનો જે સ્થળે સંગ્રહ રાખવામાં આવે છે તેને ચિત્રોનું સંગ્રહસ્થાન કહેવામાં આવે છે.

**સંગ્રહસ્થાન અને પ્રદર્શનનો સંબંધ**

સંગ્રહસ્થાન કાયમનું હોય છે પરંતુ જે સ્થળે અલ્પસમય વાસ્તે જાતજાતની કારીગરીની વસ્તુઓ, અને પદાર્થોનો સંગ્રહ કરવામાં આવ્યો હોય છે તેને પ્રદર્શન કહે છે. પ્રદર્શન એટલે ટુંક સમયનું સંગ્રહસ્થાન. પ્રદર્શનમાં અર્વાચીન સમયની નવીનતાઓ, હુન્નરકળા, ખેતીનાં સાધનો અને વિવિધ કળાકૌશલ્યથી બનાવવામાં આવેલા પદાર્થો જોવામાં આવે છે. સંગ્રહસ્થાનમાં ઐતિહાસિક વસ્તુઓના નમુનાઓ દષ્ટિગોચર થાય છે.

**સંગ્રહસ્થાનની વસ્તુઓનું વર્ણન.** સંગ્રહસ્થાનમાં વિવિધ વિષયોને લગતી વિધવિધ વસ્તુએ રાખવામાં આવે છે. જુના સમયના રૂપાના તથા તાંબાના સિક્કાઓ, તાંબા પિત્તળ તથા ઉંચી જાતની માટીનાં કારીગરીવાળાં વાસણો, મૃત-પશુઓનાં હાડપિંજરો, તથા ભિન્ન ભિન્ન ઐતિહાસિક વસ્તુઓનો સંગ્રહ દરેક મોટા સંગ્રહસ્થાનમાં કરવામાં આવે છે. વળી, સંગ્રહસ્થાનમાં ભિન્ન ભિન્ન ચિત્રોનો પણ સંગ્રહ કરવામાં આવે છે. વડોદરામાં કમીટીબાગમાં એક જોવાલાયક સંગ્રહસ્થાન છે.

**સંગ્રહસ્થાન વિ૰ ના લાભ.** સંગ્રહસ્થાનથી થતા લાભ કેટલેક અંશે પ્રદર્શનથી થતા લાભને મળતા છે. સંગ્રહસ્થાનમાં જુના સમયની કારીગરી તથા કોતરકામ તથા અન્યવસ્તુઓ હોય છે અને તેથી કારીગરો, ખેડુતો વિગેરેને ઘણો લાભ થાય છે; વળી, સંગ્રહસ્થાનથી દેશમાં હુન્નર-કળાની વૃદ્ધિ થાય છે અને દેશની ઉન્નતિ થાય છે. પ્રદર્શનથી પણ દેશના વેપારી તથા કારીગર લોકોને તથા જનમંડળના અન્ય વર્ગોને લાભ મળે છે. દેશના ઉદ્યોગ તથા કળાકૌશલ્યની અભિવૃદ્ધિ કરવામાં પ્રદર્શન પણ કેટલેક અંશે સહાયભૂત થાય છે તે પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવું જોઇએ.

**ઉપસંહાર** પ્રદર્શન ભરવાથી જનમંડળને લાભ થાય છે એ નિઃશંક છે. અર્વાચાન સમયમાં ખેતીવાડીનાં તથા અન્ય પ્રદર્શનો ભરવામાં આવે છે. પ્રદર્શનથી તથા સંગ્રહ-સ્થાનથી જનસમાજને લાભ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે તેનો લાભ લેવો જોઇએ.

## પુસ્તકાલય

**નામ તથા સમજુતી.**

પુસ્તકાલય શબ્દ પુસ્તક+આલયનો બનેલો છે. આલય એટલે સ્થળ. પુસ્તકાલય એટલે પુસ્તકો રાખવાનું સ્થળ. પુસ્તકાલયને અંગ્રેજીમાં લાયબ્રેરી કહે છે.

ગુજરાતી ભાષામાં "મુંબઇ સમાચાર," "જન્મભૂમિ" "સંદેશ" વિ. દૈનિક પત્રો છે જ્યારે અંગ્રેજીભાષામાં "ટાઇમ્સ ઓફ઼ ઇન્ડીઆ" "ફ્રીપ્રેસ જર્નલ" વિ. દૈનિક વર્તમાનપત્રો છે. સામાન્યરીતે, પ્રત્યેક મોટા પુસ્તકાલયમાં દૈનિક તથા અઠવાડિક વર્તમાનપત્રો, વિધવિધ માસિકો તથા અનેક પુસ્તકો માલમ પડેછે. પ્રત્યેક પુસ્તકાલયમાં વાંચકવર્ગની જરૂરીઆત પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયનાં સારાં પુસ્તકો હોવાં જોઇએ અને વાંચકવર્ગને પુસ્તકો સરળતાથી મળે તેની યોગ્ય વ્યવસ્થા હોવી જોઇએ.

**પુસ્તકાલયો.**

આજના સમયમાં દરેક શહેરમાં સામાન્યતઃ પુસ્તકાલય હોય છે. મોટા શહેરોમાં એક કરતાં વિશેષ પુસ્તકાલયો હોય છે. ગુજરાત પ્રાંતમાં વડોદરા શહેરમાં એક મોટું પુસ્તકાલય છે અને તેની યોગ્ય વ્યવસ્થા કરવા પુષ્કળ કાળજી લેવામાં આવે છે.

**પ્રાચીન સમયની સ્થિતિ.**

જુના સમયમાં છાપવાની કળાના અભાવને લીધે મનુષ્યો લહીઆઓ પાસે પુસ્તકો લખાવતા પરંતુ હાલમાં મુદ્રણકળાને લીધે અનેક પુસ્તકો તૈયાર થાય છે અને દરેક શહેરમાં તથા મોટા ગામમાં સામાન્ય રીતે પુસ્તકાલય હોય છે.

**પુસ્તકાલયથી થતા લાભ.**

પુસ્તકાલય એ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સ્થાન છે. દરેક મનુષ્ય આધુનિક સમયની સામાજીક, આર્થિક, રાજકીય અને ધાર્મિક વિષયોની માહિતી વર્તમાનપત્રોથી મેળવે છે. નૈતિક પુસ્તકોનાં વાંચનથી પ્રત્યેક મનુષ્ય નૈતિક જ્ઞાન પ્રાપ્ત કરી પોતાની ઉન્નતિ કરી શકે. વળી, જ્ઞાન અમૂલ્ય છે અને જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેનો સદુપયોગ કરવો તે પ્રત્યેક મનુષ્યની ફરજ છે; વળી, પુસ્તકાલયોથી જનમંડળને જ્ઞાનપ્રાપ્તિમાં સરળતા મળી શકે, તેથી પુસ્તકાલય એ પ્રત્યેક ગામ અને શહેરની અગત્યની જરૂરીઆત છે.

**આર્થિક નિભાવ.**

પ્રત્યેક શહેર અથવા ગામમાં જાહેર પુસ્તકાલયોનો આર્થિક નિભાવ સામાન્યતઃ તે શહેર અથવા ગામના લોકો તરફથી થાય છે. શ્રીમંત અને ઉદાર લોકો મોટી સખાવતોથી તથા જનમંડળના અનેક લોકો પુસ્તકાલયમાં જીંદગીના સભાસદો અથવા સામાન્ય સભાસદો થઇ ફી ભરે છે અને તેથી પુસ્તકાલયના ખર્ચનો નિભાવ થાય છે.

**પુસ્તકાલયનું સ્થળ.**

શહેર અથવા ગામના જે સ્થળમાં શાન્ત વાતાવરણ હોય તે જગ્યાએ પુસ્તકાલય ઇચ્છનીય છે કારણ કે જ્યાં અતિશય કોલાહલ હોય ત્યાં વાંચકવર્ગ શાંતિથી પુસ્તકાલયનો લાભ લઇ શકે નહિ; તે ઉપરાંત પુસ્તકાલયનું સ્થળ શહેર અથવા ગામથી અતિશય દૂર હોવું ન જોઇએ કારણ કે જનસમૂહ તેવી જગ્યાએ આવેલા પુસ્તકાલયનો સરળતાથી ઉપયોગ કરી શકે નહિ.

પુસ્તકાલયના અનેકવિધ લાભ હોવાથી પ્રત્યેક ગામમાં એક

**ઉપસંહાર.** જાહેર પુસ્તકાલય અવશ્ય હોવું જોઇએ; અને જે સ્થળે પુસ્તકાલય ન હોય તે સ્થળે ત્યાંના અગ્રેસર કાર્યકરોએ પુસ્તકાલયની સ્થાપના સારૂ તાત્કાલિક લક્ષ આપવું જોઇએ.

# વિવેચન રૂપ નિબંધો:—

## સત્ય

। सत्यान्नास्ति परो धर्मः ।

( ભાવાર્થઃ—સત્યથી કોઈ ધર્મ મહાન્ નથી ).

**નામ તથા સમજુતી.** સત્ય એટલે સાચાપણું. જે મનુષ્ય સાચો અને પ્રમાણિક હોય તે સત્યવાદી મનુષ્ય કહેવાય. જે મનુષ્ય સત્યવાદી હોય છે તે વાણી, વિચાર અને વર્તનમાં એકતા રાખે છે.

**સત્યથી વર્તવું એ મનુષ્યની ફરજ છે.** ધાર્મિક તથા નૈતિક દૃષ્ટિએ મનુષ્યમાત્રની પવિત્ર ફરજ છે કે તેણે સર્વ રીતે સત્યથી વર્તવું જોઇએ. સત્યથી વર્તનાર મનુષ્ય હિંમતવાન્ અને નીતિમાન્ બને છે. સત્ય મનુષ્યને પ્રભુ તરફ પ્રેરે છે. કેટલીક વખત સત્ય હકીકતપર ઢાંક પીછોડો થાય છે પરંતુ અંતે સત્યનો જય થાય છે. કહ્યું છે કે सत्यमेव जयते । અર્થાત્, સત્યનો ખરેખર જય થાય છે. સત્યથી વર્તનાર મનુષ્ય નિશ્ચિંતતા અને સરળતા અનુભવે છે.

કેટલીક વખત અસત્યથી મનુષ્યો તાત્કાલિક લાભ પ્રાપ્ત કરે છે પરંતુ અસત્યથી વર્તનારને અનેક ગેરલાભો છે તે પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ. જુઠી જુબાની આપવી તથા જુઠા દસ્તાવેજો કરવા એ ગેરકાયદેસર કૃત્યો છે અને જેઓ તે કરે છે તે શિક્ષાને પાત્ર બને છે. વળી, જનસમાજમાં અસત્યથી વર્તનારની

કીર્તિ ઘટે છે. અસત્યથી મનુષ્યની નૈતિક અને ધાર્મિક અધોગતિ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે સત્યથી વર્તવું જોઇએ. પુરાણા સમયના રાજા હરિશ્ચંદ્રની તથા ધર્મના સ્થંભ યુધિષ્ઠર રાજાની સત્યપ્રિયતા પ્રસિદ્ધ છે. આ જમાનામાં પૂ. ગાંધિજીની સત્યની ધગશ પ્રસિદ્ધ છે.

સંપત્તિમાં અને વિપત્તિમાં પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે દ્દઢતાપૂર્વક સત્યનું અવલંબન કરવું જોઇએ.

**ઉપસંહાર અને બોધ.** માબાપોએ તથા વડીલોએ બાળકોને નાનપણથી સત્ય બોલવાની ટેવ પાડવી જોઇએ. વળી, કહ્યું છે કે सत्यं यात्, प्रियं ब्रुयात्। અર્થાત, (મનુષ્યે) સત્ય બોલવું જોઇએ (તથા) પ્રિય બોલવું જોઈએ. મનુષ્યમાત્રે અન્ય મનુષ્યને પ્રિય લાગે તેવાં સુવાક્યો દ્વારા સત્યનું સેવન કરવું જોઇએ. જેમ સત્યથી મનુષ્યની નૈતિક તથા ધાર્મિક ઉન્નતિ થાય છે તેમ શુદ્ધ પ્રેમની ભાવનાઓથી મનુષ્યની ઉન્નતિ થાય છે, તેથી પ્રત્યેક મનુષ્યે અન્ય મનુષ્ય પ્રત્યે સત્યથી અને પ્રેમથી વર્તવું જોઇએ. વળી, સત્ય વિષેની ગુજરાતી વાંચનમાળાની કવિતા દરેક વિદ્યાર્થીએ લક્ષમાં રાખવી જોઇએ. તે કવિતાનો કેટલોક ભાગ નીચે દર્શાવવામાં આવ્યો છે.

" સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય ઉચરવું,
નહિ કામ અસત્ય કદી કરવું.
જશથી ઝળકીત જગે ફરવું,
સત બીજથી વૃક્ષ વિશાળ થશે,
ગુણકારી મીઠાં ફળે ઉતરશે.
જન આશ્રય છાંયતળે કરશે.
પરિતાપ જતાં સુખ સૌ મળશે."

(મ. બ. હોરા)

## દયા

"દયા ધર્મકો મૂળ હે, પાપમૂળ અભિમાન,
તુલસી દયા ન છાંડીએ. જબલગ ઘટમેં પ્રાણ."

**નામ તથા સમજુતી.** કોઈપણ મનુષ્ય, પ્રાણી, અથવા પશુ પક્ષી વિ. ના દુઃખે દુઃખી થવાની હૃદયની ભાવનાને દયા કહેવામાં આવે છે. દયા એ દૈવી ગુણ છે અને अहिंसा परमो धर्मः। (અહિંસા એ મોટામાં મોટો ધર્મ છે) એ કેટલાક ધર્મોનો મૂળ સિદ્ધાંત છે.

**દયાથી થતા લાભ.** દયા એ ધર્મનું મૂળ કહેવાય છે, અને દયાથી ધર્મની વૃદ્ધિ થાય છે. દયાળુ મનુષ્યના વિચાર અને વર્તન ઉચ્ચ પ્રકારના બને છે અને તેથી તેની નૈતિક ઉન્નતિ થાય છે. દયાળુ મનુષ્ય પરોપકારવૃત્તિનો બને છે અને જનસમાજમાં યથાશકિત પરોપકારનાં કાર્યો કરવા પ્રેરાય છે. આમ દયાના ગુણથી દયાળુ મનુષ્યને તથા જનમંડળને લાભ થાય છે એ નિઃસંશય અને નિર્વિવાદ છે.

**દૃષ્ટાંતો.** જ્યારે ફિલિપ સીડની લડાઈમાં ઘાયલ થઈ મરવાની અણીપર હતો ત્યારે તેને પાણીની તૃષા લાગી. એક સિપાઇ ફિલિપસીડની સારૂ પાણીનું પ્યાલું લાવ્યો. જ્યારે તે પાણી પીવાની તૈયારીમાં હતો તેવામાં તેણે એક ઘવાયેલો સૈનિક પાણીની તૃષાથી પીડિત છે એવું જાણી પોતાનું પાણીનું પ્યાલું તે ઘવાયલા સૈનિકને આપવા હુકમ કર્યો. ફિલિપ સીડનીના દયાળુ કૃત્યથી તેનું નામ પ્રસિદ્ધ છે.

મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલ નામની અંગ્રેજ બાનુ દયાળુ

અને પરોપકારી હતી અને ૧૮૫૪–૫૬ માં રશિઆ અને ઇંગ્લાંડની લડાઈમાં ઘાયલ થએલા સૈનિકોની તેણે સારી માવજત કરી હતી.

કુદરતી અને અન્ય આફતોથી સંકટ ગ્રસ્ત મનુષ્યોને યથા-શકિતમદદ કરી દયાળુ અને પરોપકારી મનુષ્યો પોતાની પવિત્ર ફરજ બજાવે છે. દયાળુ મનુષ્યોએ યથા શકિત પરોપકારનાં કાર્યો કરવાં જોઈએ. વળી, ધનિક મનુષ્યોની પવિત્ર ફરજ છે કે તેમણે કુવા, તળાવ, દવાખાનાં, અનાથઆશ્રમો વિ. લોકોપયોગી કાર્યોમાં ધનનો સદુપયોગ કરવો જોઇએ.

**ઉપસંહાર અને બોધ.**

પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે મન, વાણી અને કર્મથી (मनसा वचसा कर्मणा) મનુષ્ય અને પ્રાણી માત્ર તરફ દયા રાખવી જોઇએ. અંગ્રેજીમાં કહ્યું છે કે દયા એ કોઇપણ હૃદયરૂપી તાળાંને બેસે તેવી કુંચી છે. વળી, પ્રત્યેક જ્ઞાની અને વિવેકી મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે દયાનો દુરૂપયોગ ન થાય તે પર લક્ષ આપવું જોઇએ.

"મનુષ્ય માત્ર ભૂલને પાત્ર" એ કહેવત લક્ષમાં રાખી અજ્ઞાન મનુષ્યની ભૂલ સારૂ વિવેકી મનુષ્યે યોગ્ય ક્ષમા આપવી ઘટે છે. દયાથી મનુષ્યોમાં અનેક સદ્‌ગુણો ઉત્પન્ન થાય છે અને તેથી પ્રત્યેક સુજ્ઞ અને વિવેકી મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે દયાની ભાવનાનો વિકાસ કરી જનમંડળના કલ્યાણ સારૂ યથાશકિત દયા અને પરોપકારનાં કાર્યો કરવાં જોઇએ.

## પ્રેમ

" જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે."

(દયારામ)

[ભાવાર્થ—જે મનુષ્યના હૃદયમાં પ્રેમની નૈસર્ગિક ભાવનાઓ હોય છે, તે મનુષ્યમાં પ્રેમની ભાવનાઓ ટકે છે.]

**નામ તથા સમજુતી.** પ્રેમ એટલે હૃદયની સ્નેહની ભાવના. કુટુંબમાં મા બાપ, ભ્રાતૃ તથા ભગિની તરફનો પ્રેમ એ નૈસર્ગિક પ્રેમ છે. વળી, મિત્ર, સગાંવહાલાં તથા સમાજના અનેક મનુષ્યો સાથે સ્નેહની સાંકળથી મનુષ્ય બંધાએલો હોય છે. સ્નેહથી કુટુંબની તથા સમાજની ઉન્નતિ થાય છે તથા જનસમાજની સુખશાંતિમાં વૃદ્ધિ થાય છે. વળી, પશુ પક્ષીઓમાં પણ પ્રેમ જોવામાં આવે છે. પ્રેમ એ અલૌકિક ભાવના અને બળ છે અને તેનો પ્રભાવ સર્વત્ર દશ્યમાન થાય છે.

**પ્રેમની મહત્તા.** પ્રેમની મહત્તા અમૂલ્ય છે. જયાં મનુષ્યોમાં ફક્ત સ્વાર્થને અંગે પ્રેમ હોય છે ત્યાં સ્વાર્થ સિદ્ધ થયા પછી પ્રેમ દશ્યમાન થતો નથી. પ્રેમ શુદ્ધ સ્વરૂપે અલૌકિક છે અને તેથી શુદ્ધ પ્રેમ મનુષ્યને ઉન્નતિના માર્ગે દોરે છે.

અધિકાર અને દ્રવ્યની સત્તા કરતાં પ્રેમનો પ્રભાવ વધારે ઇચ્છનીય છે. જ્યાં પ્રેમ છે ત્યાં સંપ અને સુખશાંતિનો વાસ છે. જ્યાં પ્રેમ નથી ત્યાં ક્લેશ અને કંકાસનું વાતાવરણ દૃષ્ટિગોચર થાય છે. સુવાક્યથી પ્રેમનો પ્રચાર થાય છે તેથી પ્રત્યેક મનુષ્ય વિનયથી અને સુવાક્યથી વર્તતાં શીખવું જોઇએ. એક લેખક લખે છે કેઃ—

"કટુ વાણી સુણે જો તું, મીઠી વાણી સદા કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તું લેજે."

સુવાક્યથી સ્નેહની વૃદ્ધિ થાય છે અને તેથી સારી વાણી

ઉચ્ચારવી એ મનુષ્ય ધર્મ છે. શુદ્ધપ્રેમ મનુષ્યને પ્રભુ તરફ પ્રેરે છે અને પ્રેમી મનુષ્યોમાં સેવાભાવના અને ત્યાગવૃત્તિનો વિકાસ થાય છે. ગુજરાતી સાહિત્યમાં ધીરો ભક્ત, દયારામ, અખો વિ. અનેક કવિઓએ પ્રભુભકિતનાં અનેકપદ રચ્યાં છે. મીરાંબાઈનાં પ્રભુ-ભકિતનાં પદ લોકપ્રિય છે. એક કવિ લખે છે કે:–

"પીએ તો પ્રેમનો પ્યાલો, પ્રભુશ્રીનો ભરી પીજે.

સારાંશ કે શુદ્ધ પ્રેમ મનુષ્યને પરમાત્મા તરફ આકર્ષે છે.

**ઉપસંહાર અને બોધ.** આ જગતમાં પ્રત્યેક મનુષ્યે અન્ય મનુષ્યો તરફ વિવેક, વિનય અને પ્રેમથી વર્તવું જોઇએ એટલું જ નહિ પરંતુ પ્રાણીમાત્ર તરફ પ્રેમભાવના કેળવવી જોઇએ. મનુષ્ય પ્રેમથી ઉન્નતિના પંથે જાય છે અને પ્રેમથી તે અનેક મનુષ્યોનાં હૃદય જીતી શકે છે, તેથી પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે કુટુંબમાં, સમાજમાં તથા સર્વત્ર પ્રેમનાં કિરણો પ્રસરે તે બાબત પોતાના લક્ષમાં અહર્નિશ રાખવી જોઇએ, અને અન્ય મનુષ્યો તરફ વિવેક અને વિનયથી વર્તવું જોઇએ અને સર્વદા સારી વાણી બોલવી જોઇએ.

## શાન્તિ

**નામ તથા સમજુતી.** જે સ્થળે શાન્તિ હોય છે ત્યાં આરામ અને આનંદ હોય છે. શાંતિથી વિરૂદ્ધનું વાતાવરણ તે અશાંતિનું વાતાવરણ. જે ગૃહમાં સંપ હોય છે ત્યાં શાંતિ, સુખ અને સંતોષ ઉત્પન્ન થાય છે. જ્યાં કંકાસ અને કલેશનું વાતાવરણ હોય છે ત્યાં અસંતોષ અને દુઃખ ઉત્પન્ન થાય છે. શાંતિના સમયમાં જનસમાજમાં અભ્યુદય થાય છે. શાંતિથી મનુષ્ય તથા સમાજના સુખમાં વૃદ્ધિ થાય છે. તે ઉપરાંત મનુષ્ય વિપત્તિના સમયમાં શાંતચિત્તથી દુઃખનું નિવારણ વધારે સારી રીતે કરી શકે છે.

ગુજરાતીમાં કહેવત છે કે "કંકાસે ગોળનું પાણી જાય." આ કહેવતનો ભાવાર્થ એવો છે કે જો ગૃહમાં

**લાભ.**

અતિશય કંકાસ થાય તો તે અતિશય નુકશાન કર્તા થાય છે. જનસમાજની શાંતિનું રક્ષણ કરવા કાયદાઓ કરવામાં આવેલા છે. આથી, શાંતિની કેટલી આવશ્યકતા છે તે પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ.

જો એક દેશ અને અન્ય દેશને વિગ્રહ થાય તો જાનમાલનું અતિશય નુકશાન થાય છે. વળી, વિગ્રહથી મનુષ્યોના હૃદયોમાં પ્રેમને સ્થાને દ્વેષ ઉત્પન્ન થાય છે, અને તેથી મનુષ્યોને અનેક અનિષ્ટ ફળો ભોગવવાં પડે છે; તેથી ઉલ્ટું, જો દેશદેશાન્તરમાં શાંતિ હોય તો પ્રત્યેક દેશને તેમાં લાભ થાય છે, તેથી શાંતિ જાળવવાનું તથા તેનો પ્રચાર કરવાનું પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવું જોઇએ.

પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે શાંતિ રાખવી જોઇએ. શાંતચિત્તવાળા મનુષ્યને ક્રોધનાં અનિષ્ટ

**ઉપસંહાર અને બોધ.**

પરિણામો ભોગવવાં પડતાં નથી. જે મનુષ્ય શાંતિ રાખે છે તે મનુષ્ય ચિત્તની સ્વસ્થતા રાખી શકે છે. જે મનુષ્ય શાંતિ રાખે છે તે હિંમત અને સંયમને યોગ્ય રીતે કેળવી શકે છે. શાંતિના વાતાવરણમાં વ્યક્તિની તથા સમાજની ઉન્નતિ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે પોતાની પ્રવૃત્તિઓથી શાંતિના વાતાવરણને વેગ મળે તે તરફ લક્ષ આપવું જોઇએ.

## હિંમત

" હિંમતે મર્દા તો મદદે ખુદા. "

**નામ તથા સમજુતી.**

હિંમત એટલે નિડરતા. હિંમતવાન્ મનુષ્ય વિઘ્ન અને મુશ્કેલીઓ છતાં પોતાનું કર્તવ્ય દૃઢ મનથી કરે છે. હિંમતવાન્ મનુષ્ય વિઘ્ન અને ભયથી ડરતો નથી પરંતુ બહાદુરીથી તેની સામે થઈ પોતાનું કાર્ય કરેછે. કેટલીક વખત દુઃખદ પ્રસંગોમાં કલ્પના અને તર્ક-વિતર્કથી મનુષ્યો હિંમત વિનાના બને છે, પરંતુ આવા પ્રસંગોમાં પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે કલ્પનાઓ અને કુતર્કો દૂર કરી હિંમતવાન્ બનવું જોઇએ.

**હિંમતના પ્રકાર.**

શારીરિક હિંમત અને નૈતિક હિંમત એમ હિંમતના બે મુખ્ય પ્રકાર છે. જે પ્રસંગોએ મનુષ્ય શારીરિક હિંમત વિશેષ પ્રમાણમાં દર્શાવે છે ત્યાં મનુષ્યે શારીરિક હિંમત દર્શાવી એમ કહેવાય છે. અકસ્માતના પ્રસંગોમાં તથા જીવનના અન્ય અનેક પ્રસંગોમાં મનુષ્ય શારીરિક હિંમત દર્શાવી શકે છે. જે મનુષ્યમાં નૈતિક હિંમત હોય છે તે લોકોની નિંદાથી અથવા તેમના કટાક્ષથી યત્કિંચિત્ ડરતો નથી. તે મનુષ્ય પોતાને જે સત્ય લાગે છે તેનુંજ સમર્થન કરે છે અને તે પ્રમાણેજ પોતાનું વર્તન રાખે છે. નૈતિક હિંમતથી મનુષ્ય પોતાની તથા જનસમાજની નીતિ ઉચ્ચ પ્રકારની બનાવે છે.

**હિંમતથી થતા લાભ**

આ જગતમાં હિંમતની અત્યંત જરૂરીઆત છે. હિંમતની કીંમત અમૂલ્ય છે. અનેક કષ્ટો અને મુશ્કેલીઓ છતાં મનુષ્ય હિંમતથી પોતાની ફરજ બજાવી શકે છે. સામાજીક, રાજકીય વિ. પ્રત્યેક ક્ષેત્રમાં હિંમતવાન્ મનુષ્ય પ્રગતિ કરી શકે છે. હિંમતવાન્

મનુષ્ય કદાપિ હિંમત હારતો નથી, પરંતુ તે તો જે કાર્ય હાથપર લે છે તે પૂર્ણ થતાં સુધી તેનો કદી ત્યાગ કરતો નથી. જે મનુષ્યોએ મહાન્ કાર્યો કર્યા છે તે સર્વ મનુષ્યોએ વિઘ્નો અને દુઃખની લેશમાત્ર દરકાર ન કરતાં પોતાના કાર્યમાં સતત્ પ્રયાસ કરી અંતે વિજય પ્રાપ્ત કર્યો છે.

**દૃષ્ટાંતો** લેસેપ્સ નામના એક ઇજનેરે સુવેઝની ન્હેર ખોદાવવાનું માથે લીધેલું. આ ન્હેરનું કાર્ય પૂર્ણ કરતાં લેસેપ્સ સાહેબને અત્યંત વિઘ્નો તથા મુશ્કેલીઓ વેઠવી પડી, પરંતુ હિંમતથી માથે લીધેલું કાર્ય તેમણે પાર પાડ્યું. મહારાણા પ્રતાપે હિંમતથી યશ પ્રાપ્ત કર્યો છે; તે ઉપરાંત, હિંમતથી અનેક રાજનીતિજ્ઞ પુરૂષો, યોદ્ધાઓ તથા લેખકોએ કીર્તિ પ્રાપ્ત કરી છે.

**ઉપસંહાર અને બોધ** પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ કે હિંમત અને અવિચારી સાહસપણામાં તફાવત છે. શૌર્ય અને પરાક્રમ દાખવવામાં પણ ડહાપણ અને જ્ઞાનની જરૂર છે. અંગ્રેજીમાં કહ્યું છે કે ડહાપણ એ શૌર્ય અને પરાક્રમનો સારો ભાગ છે. સારાસારનો વિચાર કર્યા સિવાય હિંમત દાખવવામાં આવે તો તેને ધૃષ્ટતાજ કહી શકાય; તેથી હિંમતવાન્ મનુષ્યે ધૃષ્ટતાથી દૂર રહેવાની સંભાળ રાખવી જોઇએ. અંગ્રેજીમાં કહ્યું છે કે બ્હીકણ મનુષ્ય જીવનમાં અનેક વખત મૃત્યુ પહેલાં મરી જાય છે પરંતુ શૂરવીર મનુષ્ય એકજ વખત મૃત્યુ પામે છે. ગુજરાતીમાં કહ્યું છે કે "ઘણાં કષ્ટ કાળે, ઘણું ધૈર્ય ધારો." તેથી પ્રત્યેક મનુષ્યે દુઃખના સમયમાં ધૈર્ય રાખી પોતાની ફરજ બજાવવી જોઇએ. જે મનુષ્ય ચારિત્ર્યવાન્ હોય છે તેજ ખરો હિંમતવાન્ બની શકે છે અને તેવાજ મનુષ્યો જગતને પ્રગતિના પંથે દોરી શકે છે. નીતિમાન્

મનુષ્ય અન્ય મનુષ્યો પર પોતાના ચારિત્ર્યની ઊંડી છાપ પાડે છે અને જનસમાજને કલ્યાણને માર્ગે દોરે છે. હ્યુ વોલ્પોલ્ નામના એક લેખક "ફોર્ટીટયુડ" નામના એક અંગ્રેજી પુસ્તકમાં લખે છે કે જીંદગીની કંઇ કીંમત નથી પરંતુ જીંદગીમાં જે હિંમત તમે લાવો છો તેની જ કીંમત છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે હિંમતનો ગુણ કેળવવો જોઇએ અને તેનો બુદ્ધિપૂર્વક સદુપયોગ કરી સર્વનું કલ્યાણ કરવા યથાશકિત પ્રયાસ કરવો જોઇએ.

## સહનશકિત

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે.
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.

સહનશકિત એટલે સહન કરવાનો ગુણ. વિપત્તિના સમયમાં આ ગુણની મહાન્ આવશ્યકતા માલમ પડે છે.

**નામ તથા સમજુતી**

દુઃખમાં અને પ્રતિકૂળ સંજોગોમાં બડબડાટ ન કરતાં શાંતિ અને ધીરજ રાખવી એ પ્રત્યેક સહનશીલ મનુષ્યનું લક્ષણ છે. સંકટ સમયમાં ચિત્તની શાંત વૃત્તિ સિવાય તેમાંથી મુકત થવાના ઉપાયો સૂઝતા નથી. જે મનુષ્યો ભય અને સંકટ સમયે ધીરજ રાખે છે તેઓ તેમાંથી મુકત થવાના ઇલાજ શોધી શકે છે. વળી, સહન કરવું અને બળવાન્ બનવું એ કેવી ઉમદા વસ્તુ છે તેનો પ્રત્યેક મનુષ્યે યથાર્થ વિચાર કરવો જોઇએ. જગતમાં સુખ અને દુઃખ એક પછી એક આવ્યા કરે છે અને તેથી સુખના સમયમાં જેમ મનુષ્યે અભિમાની ન થવું જોઈએ તેમ વિપત્તિના સમયમાં કાયર ન થતાં હિંમત રાખી દુઃખ સહન કરવું જોઇએ.

**સહનશીલતાથી થતા લાભ**

જે મનુષ્યો સહનશીલ હોતા નથી તેઓ દુઃખ પ્રસંગે અશાંતિ અને બડબડાટ કરે છે અને તેથી તેઓ દુઃખી થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે "ઉતાવળે આંબા પાકતા નથી." આ કહેવત મનુષ્યને ધીરજ રાખવાની સૂચના કરે છે. દુઃખના પ્રસંગમાં જે મનુષ્યો શાંતિ અને ધીરજ ન રાખતાં અતિશય વિહ્વલ બને છે તેઓ દુઃખ દૂર કરવાને બદલ દુખમાં ઉમેરો કરે છે. આથી ઉલટું, જે મનુષ્યો વિપત્તિ સમયે ધૈર્ય રાખે છે તેઓ આફતો દૂર કરવાના શાંતિથી પ્રયાસો કરી શકે છે. જે મનુષ્ય અન્ય મનુષ્ય સારૂ સહન કરતાં શીખે છે તેનામાં ત્યાગવૃત્તિ ઉત્પન્ન થાય છે. સહનશીલતાથી સ્નેહ, શાંતિ, ધૈર્ય, ત્યાગવૃત્તિ ઇત્યાદિ અનેક સદ્-વૃત્તિઓ કેળવાય છે. વળી. કહ્યું છેકે, "ધીરજનાં ફળ મીઠાં છે" એટલે સહનશીલતા અને ધૈર્યમાં લાભ છે એ નિર્વિવાદ અને સ્પષ્ટ છે.

ગ્રીસ દેશમાં સોક્રેટીસ નામનો એક વિદ્વાન્ હતો તે અતિશય સહનશીલ અને શાંત પ્રકૃતિનો હતો. એક પ્રસંગે તેની સ્ત્રી અત્યંત ક્રોધી બની અને તેણે સોક્રેટીસ પર એઠું પાણી રેડ્યું. સોક્રેટીસ ગંદા પાણીથી ભિંજાઇ ગયો. આમ છતાં, સોક્રેટીસ હસીને એવી મતલબનું બોલ્યો કે વાદળના ગડગડાટ પછી વરસાદ વરસવોજ જોઇએ. આ કેવી અજબ સહનશીલતા! સહનશીલતાથી અનિચ્છનીય પ્રસંગો પણ સરળતાથી અટકી શકે તે આ પરથી સમજી શકાય છે.

**ઉપસંહાર અને બોધ**

વિપત્તિના સમયમાં શાંતિ, ધૈર્ય હિંમત અને બુદ્ધિથી વિપત્તિમાંથી મુક્ત થવાનો માર્ગ શોધી કાઢવો એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. પરંતુ મનુષ્ય પ્રયત્નથી દુઃખ દૂર ન થાય તેવા પ્રસંગોમાં પણ શાંતિ અને સહનશીલતા રાખવી એ

મનુષ્ય ધર્મ છે. વિપત્તિના સમયમાં સહનશીલતા ઢાલ સમાન છે. ગુજરાતીમાં કહ્યું છે કેઃ–

" પ્રભુને ગમે તે સદા સૌ સહેવું, સદા રાજી રાજી હૃદેમાં રહેવું, કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. "

સહનશીલતાથી અનેક સદ્‌ગુણોનો વિકાસ થાય છે અને તેથી મનુષ્યની નૈતિક ઉન્નતિ થાય છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે સહનશીલતાનો સદ્‌ગુણ કેળવવા સતત્ પ્રયાસ કરવો જોઈએ.

## જ્ઞાન

विद्या नाम, नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तं धनम्
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः।
विद्या बंधुजनो बिदेशगमने विघा परं दैवतम्
विद्या राजसु पूजिता नतु धनं विद्याविहीनःपशुः ॥

(ભાવાર્થઃ–વિદ્યા એ મનુષ્યનું વિશેષરૂપ છે, અને તે છાનું ધન છે. વળી વૈભવ આપનાર, યશ આપનાર અને સુખ આપનાર વિદ્યા ગુરૂનો ગુરૂ છે. વિદ્યા પરદેશમાં મિત્રનો અર્થ સારે છે અને વિદ્યા એ મહાન્ દૈવત છે. રાજાઓમાં વિદ્યા પૂજાય છે પણ કંઈ ધન પૂજાતું નથી અને વિદ્યાહીન મનુષ્ય પશુ જેવો છે.)

જ્ઞાન એ સંસ્કૃત ધાતુ 'જ્ઞા' એટલે જાણવું પરથી આવેલો છે, નામ તથા અને જે મનુષ્ય તે પ્રાપ્ત કરે છે તે જ્ઞાની અથવા સમજુતી વિદ્વાન્ કહેવાય છે.

**જ્ઞાનના પ્રકાર** જ્ઞાનના અનેક પ્રકાર છે અને દિનપ્રતિદિન મનુષ્યોના અનુભવથી તેમાં વૃદ્ધિ થાય છે. શાળા અને કોલેજોમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ ભિન્નભિન્ન ભાષાઓ, ઇતિહાસ, ભૂગોળ, ગણિતશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, વિ. અનેક વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત, મનુષ્ય માત્રને જગતના વ્યવહારમાં પ્રાપ્ત થતું વ્યવહારિક જ્ઞાન, જન સ્વભાવનું જ્ઞાન, હુન્નરકળાના વિષયો સંબંધી જ્ઞાન, તથા ધાર્મિક જ્ઞાન વિ. જ્ઞાનનાં અનેક પ્રકાર છે. અંગ્રેજી સૂત્ર મુજબ જ્ઞાન એ બળ છે અને તેનાથી અનેક લાભ થાય છે.

**જ્ઞાનના લાભ** જ્ઞાનથી માનસિક શકિતઓ વિકાસ પામે છે. જ્ઞાનના બળથી સમર્થ કવિઓએ કાવ્યો લખ્યાં છે, નાટયકારોએ નાટકો રચ્યાં છે અને સાહિત્યકારોએ સાહિત્યમાં વૃદ્ધિ કરી છે. આધુનિક જમાનામાં જ્ઞાનના પ્રભાવથી રેલ્વે, તાર, સ્ટીમર, વિમાનો તથા અનેક યાંત્રિક શોધખોળો થએલી છે. હુન્નરકળાના જ્ઞાનથી પ્રત્યેક દેશની આર્થિક સ્થિતિમાં સુધારો થઈ શકે છે અને પ્રત્યેક દેશની સામાજીક તથા રાજકીય પ્રગતિ જ્ઞાનપર આધાર રાખે છે. વળી ધાર્મિક જ્ઞાનથી સાધુ પુરૂષો તથા સ્ત્રીઓ પોતાનાં જીવન ઉન્નત બનાવી આત્મકલ્યાણ કરી શકે.

**ઉપસંહાર અને બોધ** પ્રત્યેક મનુષ્યની ધાર્મિક ફરજ છે કે તેણે જ્ઞાન સંપાદન કરવું જોઇએ. જ્ઞાન એ ચક્ષુ સમાન છે અને પ્રત્યેક મનુષ્ય તેનાથી શું કર્તવ્ય છે અને શું કર્તવ્ય નથી તે સમજી શકે છે. નીતિ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરી મનુષ્ય પોતાના ચારિત્ર્યનું ઘડતર કરી શકે છે. જ્ઞાનના પ્રચાર સારૂ પુસ્તકો અને પુસ્તકાલયોની આવશ્યકતા

અનિવાર્ય છે અને જે સ્થળે પુસ્તકાલય નહોય ત્યાંના આગેવાન કાર્યકરોએ પુસ્તકાલયની સ્થાપના કરવા યોગ્ય પ્રયાસ કરવા જોઇએ.

જ્ઞાનના અનેક પ્રકાર છે અને મનુષ્ય જીવનનો સમય ટુંક છે તેથી પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે જરૂરી અને ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. સંસ્કૃતમાં કહ્યું છે કે **विद्या विनयेन शोभते ।** અર્થાત્, વિદ્યા વિનયથી શોભે છે તેથી, પ્રત્યેક વિદ્વાન્ મનુષ્યે વિનયશીલ બનવું જોઇએ. તે ઉપરાંત, પ્રત્યેક મનુષ્યે પોતાની પવિત્ર સમજી નિરંતર પ્રેમપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરવા તત્પર રહેવું જોઇએ અને તેનો સદુપયોગ કરી યથાશકિત સર્વનું કલ્યાણ કરવું જોઇએ.

# વિનય

"વિનય વેરીને વશ કરે છે."

વિનય એટલે પ્રેમપૂર્વક નમ્રતા રાખવી તે. વળી, વિનયી મનુષ્યે વિવેક પણ રાખવો જોઇએ. એક લેખક અંગ્રેજીમાં લખે છે કે પોતાની જાતને પસંદગી ન આપવી તેમાં વિવેક છે. વિનયી મનુષ્ય અન્ય મનુષ્યને સારી વાણીથી સંબોધે છે. વળી, વિનય રાખતાં વિવેકશૂન્ય ન બનવું જોઇએ તે પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવું જોઇએ. વિનયી મનુષ્ય પર સર્વને સ્નેહ ઉત્પન્ન થાય છે અને તેથી તે સર્વને પ્રિય લાગે છે.

**નામ તથા સમજુતી.**

વિનય અને વિવેક એ સદ્‌ગૃહસ્થનું લક્ષણ છે. સંસ્કૃતમાં કહ્યું છે કે विद्या विनयेन शोभते। અર્થાત્, વિદ્યા વિનયથી શોભે છે. વિનયી મનુષ્ય અભિમાની હોતો નથી અને તેથી તે સર્વનાં મન જીતી શકે છે. વિનયી મનુષ્ય સુવાકય અને વિનયથી પોતાનું નૈતિક જીવન ઉન્નત બનાવે છે એટલુંજ નહિ પરંતુ અન્ય

**વિનયથી થતા લાભ.**

મનુષ્યો પર સારી છાપ પાડી પ્રશંસાને પાત્ર બને છે. વિનયથી અનેક કાર્યો સરળતાથી પાર પડે છે.

**વિનયના અભાવથી થતા ગેરલાભ**

વિનયના અભાવથી અનેક ગેરલાભ થાય છે તે સ્પષ્ટ છે. ઉદ્ધતાઈ અને ઉછાંછળાપણાથી મનુષ્યની આબરૂ ઓછી થાય છે; તે ઉપરાંત, ઉદ્ધત સ્વભાવથી મનુષ્ય જાતે પણ હેરાન થાય છે. કહ્યું છે કે विवेक भ्रष्टानां भवति विनिपातः शतमुखः। અર્થાત્, વિવેક શુન્ય મનુષ્યોની સો તરફથી એટલે અનેકશઃ અધોગતિ થાય છે. વિનય એ મનુષ્યનું ભૂષણ છે અને તે ગુણ સિવાય અન્ય ગુણો યોગ્ય રીતે શોભતા નથી.

**ઉપસંહાર અને બોધ**

વિનયનું મૂળ હૃદયના શુદ્ધ સ્નેહમાં છે અને તેથીજ વિનય એ સદ્ગુણનું ચિહ્ન છે. વિનયી મનુષ્ય સુવાક્યથી અન્ય મનુષ્ય પર સારી છાપ પાડે છે. સંસ્કૃતમાં કહ્યું છે કે यदा यदा हि मुञ्चति वाक्यवाणं तदा तदा जातिकुल प्रमाणम् । અર્થાત્, જ્યારે જ્યારે વાક્ય રૂપી બાણ છુટે છે ત્યારે ત્યારે જાતિ અને કુળની પરીક્ષા થાય છે. સુવાક્યની સુવાસ સર્વત્ર પ્રસરે છે અને સુવાક્યથી વિનયી મનુષ્ય પ્રશંસાને પાત્ર બને છે. વળી, ફક્ત બાહ્ય વિનય રાખનાર દંભી મનુષ્યોથી પ્રત્યેક મનુષ્યે ચેતતા રહેવું જોઇએ. વિનય વિષે એક લેખક લખે છે કે—

"નમ્રતાથી બોલો. અંતઃકરણના ઉંડા કુવામાં નાંખેલી આ એક નાની વસ્તુ છે; આને લીધે જે લાભ અને આનંદ થાય છે તે તો ભવિષ્યના અનંતકાળમાં જણાશે" સારાંશકે, પ્રત્યેક સુજ્ઞ મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે વિનયી અને વિવેકી બનવું જોઇએ અને તે સારૂ અહર્નિશ સતત્ પ્રયાસ કરવો જોઇએ.

**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः।**
**परोपकाराय दुहन्ति गावः परोपकाराय सतां विभूतयः॥**

( ભાવાર્થઃ—પરોપકાર માટે વૃક્ષો ફળે છે. પરોપકાર માટે નદીઓ વહે છે, પરોપકાર માટે ગાયો દુધ આપે છે. અને પરોપકાર વાસ્તે સત્પુરૂષો પોતાની સમૃદ્ધિ અર્પણ કરે છે. )

**નામ તથા સમજુતી**

પરોપકાર એ શબ્દ ( પર=પારકું+ઉપકાર=ભલું કરવું તે ) કૌંસમાં દર્શાવેલા શબ્દોનો બનેલો છે પારકાનું ભલું કરવું તે પરોપકાર.

**પરોપકારની આવશ્યકતા.**

આ જગતમાં પરોપકારની જરૂર છે કારણ કે પ્રત્યેક મનુષ્ય સરખી સ્થિતિનો હોતો નથી. કોઇ મનુષ્ય તવંગર હોય છે તો કોઈ ગરીબ હોય છે. કોઈ વૃદ્ધ હોય છે તો કોઈ કદાવર અને જોરાવર હોય છે; કોઇ હિંમતવાન હોય છે તો કોઈ પોચા મનનો હોય છે. આમ પ્રત્યેક મનુષ્ય અન્ય મનુષ્યની સરખામણીમાં સર્વ પ્રકારે સરખો ન હોવાથી તવંગર મનુષ્યની નિર્ધનને તથા સબળ મનુષ્યની નિર્બળ મનુષ્યને જરૂર પડે છે. તે ઉપરાંત, મનુષ્યો ગમે તેવા સશક્ત તથા દ્રઢ મનવાળા હોય તેમ છતાં મનુષ્યો હંમેશાં એક સ્થિતિમાં રહી શકતાં નથી અને તેથી પરોપકારની જરૂરીઆત સર્વ કોઇ સમજી શકે છે.

**પરોપકારના ફાયદાઓ**

પરોપકારથી આ જગતમાં અનેક ફાયદાઓ થાય છે. પ્રત્યેક મનુષ્યે મન, વાણી, અને કર્મથી ( मनसा वचसा कर्मणा ) યથાશક્તિ પરોપકાર કરવો જોઇએ. મધ્યમ વર્ગના મનુષ્યો તવંગર મનુષ્યોની માફક ધનથી મદદ કરવા અશક્ત હોય તે સ્પષ્ટ છે છતાં સામાન્ય સ્થિતિના મનુષ્યોએ સારી સંસ્થાઓમાં યથાશક્તિ ફાળો આપી પરોપકાર કરવાની પોતાની પવિત્ર ફરજ બજાવવી

જોઇએ. સર્વ દાનમાં વિદ્યાદાન મહાન્ છે તેથી વિદ્યાના ઉત્તેજન નિમિત્તે તવંગર મનુષ્યોએ જરૂરી શાળાઓની સ્થાપના કરવામાં તથા નિર્ધન અને નિરાધારોને શિષ્યવૃત્તિઓ વિ. આપી યોગ્ય આર્થિક મદદ કરવી જોઇએ. તે ઉપરાંત, અનાથાશ્રમ. દવાખાનાઓ વિ. અનેક પરોપકારનાં કાર્યોમાં યોગ્ય સખાવતો આપી જનમંડળના હિતની અભિવૃદ્ધિ થાય તેવાં કાર્યો કરવાં એ પ્રત્યેક સારી આર્થિક સ્થિતિવાળા મનુષ્યની ફરજ છે. વિદ્વાન્ મનુષ્યોએ વિદ્યાનો સદુપયોગ કરી જનમંડળના હિત પર લક્ષ આપવું જોઇએ અને સશક્ત મનુષ્યોએ જરૂરી પ્રસંગ ઉપસ્થિત થતાં વૃદ્ધ, અપંગ વિ. મનુષ્યોને મદદ આપવી જોઇએ.

**દૃષ્ટાંતો**

મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલ એક દયાળુ અને પરોપકારી અંગ્રેજ સ્ત્રી હતી. ઈ. સ. ૧૮૫૪–૫૬ માં જ્યારે રશિઆ સામે ઇંગ્લાંડ લડાઇમાં ઉતર્યું તે સમયમાં લડાઇમાં ઘાયલ થએલા દર્દીઓની સારવાર કરવામાં આ પરોપકારી સ્ત્રીએ આગેવાન થઇને ભાગ લીધો હતો. હિંદુસ્થાનમાં ઈ. સ. ૧૯૩૪ માં જ્યારે બિહાર ભૂકંપ થયો તે વખતે અનેક પરોપકારી મનુષ્યોએ સંકટ ગ્રસ્ત મનુષ્યોને આર્થિક સહાય કરી હતી. ઇ. સ. ૧૯૩૫માં જ્યારે ક્વેટામાં ધરતીકંપ થયો તે વખતે "વાઇસરોય ક્વેટા રાહત ફંડ" મારફત તથા અન્ય રીતે અનેક સખાવતોથી દુઃખ પીડિત મનુષ્યોને મદદ કરવામાં આવી હતી.

**પરોપકારમાં રાખવી જોઇતી સંભાળ**

કેટલીક વખત એવું કહેવાય છે કે પરોપકાર કરતાં "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" એવી વર્તણુક મનુષ્યે રાખવી ન જોઇએ. વાસ્તવિક રીતે, ઉપર દર્શાવેલા સૂત્ર મુજબ પરોપકાર થતો નથી પરંતુ પ્રત્યેક મનુષ્યે પરોપકાર કરવાની તકો મળતાં અન્યને યથાશક્તિ મદદ કરવાનું ચૂકવું ન જોઇએ.

પરોપકાર કરતી વખતે મનુષ્યોએ પાત્ર, કુપાત્ર વિ. પર લક્ષ આપવું જોઇએ અને લુચ્ચા મનુષ્યો ખોટો લાભ ન લઈ જાય તેની પૂરતી કાળજી રાખવી જોઇએ.

**ઉપસંહાર અને બોધ**

પરોપકાર કરવો એ મનુષ્યધર્મ છે. આથી, પ્રત્યેક મનુષ્યે પરોપકાર કરવા કાળજી રાખવી જોઇએ અને યથાશક્તિ તન, મન, અને ધનથી આ ધાર્મિક ફરજનું પાલન કરવું જોઇએ.

## સ્વાશ્રય

"આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ"

**નામ તથા સમજુતી**

સ્વાશ્રય એ સંસ્કૃત શબ્દ છે. તે (સ્વ=જાત+આશ્રય=અવલંબન) કૌંસમાં દર્શાવેલા બે શબ્દોનો બનેલો છે. પોતાની જાત પર આધાર રાખી કાર્ય કરવું તેને સ્વાશ્રય કહેવામાં આવે છે. સ્વાશ્રયથી ઉલ્ટો શબ્દ પરાશ્રય છે. સ્વાશ્રયી મનુષ્ય સ્વકર્તવ્ય પોતાની જાતેજ કરે છે અને અન્ય મનુષ્યની આશા રાખતો નથી.

**સ્વાશ્રયના લાભ**

સ્વાશ્રયી મનુષ્ય નિરંતર જાતેજ ઉદ્યોગ કરે છે, અને તેથી તે અનેક લાભ પામે છે. "ઉદ્યોગથી એકલો હજારને હઠાવી દે" એ ગુજરાતી વાક્ય ઉદ્યોગની મહત્તા દર્શાવે છે. વળી, અંગ્રેજીમાં કહ્યું છે કે આળસ એ શયતાનનું કારખાનું છે, અને સંસ્કૃતમાં પણ કહ્યું છે કે—

**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः।**
**नास्त्युद्यमसमो बन्धुः कृत्वा यं नावसीदति ॥**

[ ભાવાર્થ :—આળસ એ ખરેખર મનુષ્યના શરીરમાં વસતો મોટો શત્રુ છે. ઉદ્યમ સમાન બીજો એકે મિત્ર નથી, કે જેની મદદથી મનુષ્ય અધોગતિને પામતો નથી.]

આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થતા સર્વ ગેરલાભમાંથી મુક્ત થઇ ઉદ્યોગના સર્વ લાભ સ્વાશ્રયી મનુષ્ય પ્રાપ્ત કરે છે. સ્વાશ્રયી મનુષ્ય નિરંતર તન અથવા મનના ઉદ્યોગમાં રહેવાથી તંદુરસ્ત રહે છે અને તે અનેક સદ્ગુણો પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત સ્વાશ્રય એ સ્વતંત્રતાનો પાયો છે, તેથી સ્વતંત્રતાના ઉપાસકોએ સ્વાશ્રયથી બનવું એજ યોગ્ય માર્ગ છે. સ્વાશ્રયી મનુષ્ય નૈતિક ઉન્નતિ કરી શકે છે. અનેક મનુષ્યો સ્વાશ્રયથી વિદ્યા સંપાદન કરી વિદ્વાન્ થયા છે અને અનેક મનુષ્યો સ્વાશ્રયથી ધનિક થયા છે.

**ઉપસંહાર અને બોધ**

"પારકી આશ સદા નિરાશ" એ લોકપ્રિય ગુજરાતી કહેવત પ્રત્યેક મનુષ્યને સ્વાશ્રયી થવાનું સૂચન કરે છે. મનુષ્ય માત્રની પવિત્ર ફરજ છે કે તેણે સ્વાશ્રયી બનવું જોઇએ. જે મનુષ્ય રોગી હોય, અપંગ હોય અથવા કુદરતી ખોડવાળો હોય તે મનુષ્ય પરાશ્રયી બની શકે; પરંતુ જે મનુષ્ય નિરોગી છે તેણે પરાશ્રયી બની ભારરૂપ બનવું તેમાં તે મનુષ્યની શોભા નથી તેમ તેને લાભ નથી. પ્રત્યેક નિરોગી મનુષ્યે પોતાની ધાર્મિક ફરજ સમજી આત્મહિતાર્થે તથા જનમંડળનું કલ્યાણ કરવા નિરંતર સ્વાશ્રયી બનવું જોઇએ.

## કરકસરઃ—

"ત્રેવડે ત્રીજો ભાઈ."

[ભાવાર્થઃ— કરકસરથી અન્ય મનુષ્યનો નિભાવ થાય તેટલા ધનનો બચાવ કરી શકાય છે.]

**નામ તથા સમજુતી**

કરકસર એટલે જરૂરીઆત પ્રમાણે સંભાળપૂર્વક ખર્ચ કરવું તે. કરકસર અને કંજુસાઇમાં ફેર છે. જે મનુષ્ય કંજુસ છે તે ધનનો સંચય કરે છે પરંતુ જરૂરીઆત પ્રમાણે તેનો ઉપયોગ કરતો નથી. વળી, કરકસર અને ઉડાઉપણામાં પણ તફાવત છે. જે મનુષ્ય ઉડાઉ છે તે જરૂરીઆત કરતાં અધિક ખર્ચ કરે છે. કરકસર કરનાર મનુષ્ય કંજુસ હોતો નથી, તેમ ઉડાઉ પણ હોતો નથી. તે પોતાના દ્રવ્યનો સંભાળપૂર્વક જરૂરીઆત પ્રમાણે ઉપયોગ કરે છે.

**કરકસરથી થતા લાભ**

નાણાંના ખર્ચ સંબંધી કરકસરનો નિયમ અત્યંત ઉપયોગી છે. અંગ્રેજીમાં એવી મતલબની કહેવત છે કે જે મનુષ્ય વસ્તુનો નકામો બગાડ કરતો નથી તેને તેની તંગાશ વેઠવી પડતી નથી. કરકસરથી સ્ત્રીઓ કુટુંબનો નિભાવ ઓછા ખર્ચે કરી શકે છે.

કરકસરથી બુદ્ધિમાં વૃદ્ધિ થાય છે તથા અનેક સદ્દગુણોનો વાસ થાય છે, અને ઉડાઉપણાના તથા અન્ય દુર્ગુણોનો નાશ થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે, "કાંકરે કાંકરે પાળ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય." અર્થાત્ જે મનુષ્ય કરકસરનો ગુણ કેળવે છે તે ક્રમે ક્રમે ધનનો સંચય પણ કરી શકે છે. પ્રત્યેક મનુષ્યે ધનપ્રાપ્તિ કરવી એટલુંજ કંઇ જરૂરનું નથી પરંતુ પ્રાપ્ત કરેલા દ્રવ્યનો કરકસરથી સદુપયોગ કરતાં શીખવું એ પણ અત્યંત મહત્વનું છે.

**ઉપસંહાર અને બોધ**

પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ કે ઉપજ કરતાં ખર્ચ ઓછું હોવું જોઇએ. જો મનુષ્ય ઉપજ કરતાં અધિક ખર્ચ કરે તો તેની આર્થિક સ્થિતિ મંદ પડે અને તેવી સ્થિતિ વધુ સમય ચાલુ રહે તો તે દેવાદાર પણ બને; આથી આવક કરતાં ખર્ચ વધુ ન થાય તે પર પ્રત્યેક મનુષ્યે લક્ષ આપવું ઘટે છે. તે ઉપરાંત નાણાંના ખર્ચ સંબંધી કરકસરનો સદ્‌ગુણ પ્રાપ્ત કરવા પ્રત્યેક મનુષ્યે લક્ષ આપવું જોઇએ. વળી, મનુષ્યજીવનમાં સમયની કીંમત અમૂલ્ય છે તેથી પ્રત્યેક મનુષ્યે સમયને નકામો જવા દેવો ન જોઈએ, અને પોતાની પવિત્ર ફરજ સમજી તેનો સદુપયોગ કરવો જોઇએ.

નાણાંનાં ખર્ચની બાબતમાં હદ કરતાં વધુ કરકસર ન થાય તે મનુષ્યે લક્ષમાં રાખવું જોઇએ. જે મનુષ્ય વધુ કરકસર કરવા પ્રેરાય છે તેને કંજુસ બનવાનો સંભવ છે તેથી પ્રત્યેક મનુષ્યે બુદ્ધિપૂર્વક કરકસર કરવી જોઈએ; સારાંશ કે પ્રત્યે મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે કરકસરનો સદ્‌ગુણ પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરવો જોઇએ.

## ન્યાય

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

[ભાવાર્થ:— નીતિમાં નિપુણ મનુષ્યો પ્રશંસા કરે અથવા નિંદા કરે, લક્ષ્મી ઇચ્છા પ્રમાણે આવે કે જાય, મરણ આજ આવે કે એકયુગ પછી આવે તેમ છતાં સુજ્ઞ અને ધૈર્યવાન મનુષ્યો ન્યાયના પંથમાંથી એક પગલું પણ ચલાયમાન થતા નથી.]

**ન્યાય તથા સમજુતી**

ન્યાય એટલે બુદ્ધિપૂર્વક સારાસારનો યોગ્ય નિર્ણય કરી ઇનસાફ આપવો તે. જે મનુષ્ય કોઇ પણ તકરારી વિષયમાં સારાસારાનો યોગ્ય વિચાર કરી બુદ્ધિપૂર્વક ફેંસલો આપે તો તે ન્યાયી મનુષ્ય છે એમ કહી શકાય. ન્યાયી મનુષ્યે સત્યપ્રિય, નિડર, અને જ્ઞાની અવશ્ય બનવું જોઇએ કારણ કે ન્યાયનો મુખ્ય આધાર મનુષ્યની તેવી શક્તિઓ પર અવલંબે છે.

**ન્યાયથી થતા લાભ**

જે સમાજ અને દેશમાં ન્યાય છે, ત્યાં સુખશાંતિ પ્રસરે છે. ગુન્હેગારોને યોગ્ય શિક્ષા થવાથી સમાજમાં ગુન્હા કરનારાઓને અપરાધ ન કરવાનું કારણ મળે છે અને ગુન્હા કરનારાઓની સંખ્યા ઓછી રહે છે. ન્યાયથી સમાજમાં લેવડદેવડનો વ્યવહાર સુગમ બને છે અને દુષ્ટ મનુષ્યો પર કાબુ રહે છે. તે ઉપરાંત, જે મનુષ્ય ન્યાયવૃત્તિનો બને છે તેની નૈતિક ઉન્નતિ થાય છે. આથી ઉલટું, જ્યાં અન્યાય પ્રવર્તે છે ત્યાં કલેશ અને કંકાસનું વાતાવરણ ઉત્પન્ન થાય છે. દુષ્ટ મનુષ્યો પર અંકુશ ન રહેવાથી તેઓનું જોર વધે છે આથી મનુષ્યનું તથા સમાજનું કલ્યાણ ન્યાયમાં છે એ પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ.

**દૃષ્ટાંત**

ઇંગ્લાંડના રાજા હેનરી ચોથાને હલ નામે કુંવર હતો. એક વખત તે રાજકુંવરના સોબતીએ કંઈક ગુન્હો કર્યો, જેથી તેને ન્યાયાધિશ પાસે લાવવામાં આવ્યો. જ્યારે રાજકુંવરે આ વાત જાણી ત્યારે તે ન્યાયાધિશ પાસે ગયો અને તેના સોબતીને છોડી મુકવા કહ્યું. ન્યાયાધિશે તેમ કરવા ના પાડી અને ન્યાયપૂર્વક કામ ચલાવવાનું કહ્યું. આથી રાજકુંવર હલ અત્યંત ગુસ્સે થયો અને તેણે ન્યાયાધિશને એક તમાચો માર્યો. આથી, ન્યાયાધિશે રાજકુંવર હલને કેદ

કરાવ્યો. જ્યારે હેનરી ચોથાને આ વાતની ખબર થઈ ત્યારે તેણે એવી મતલબનું કહ્યું કે એવા ન્યાયાધિશને ધન્ય છે કે જે તેના રાજમાં રાજકુંવરને પણ તેના ગુન્હા માટે સજા કરી શકે છે.

**ઉપસંહાર અને બોધ**

ન્યાયવૃત્તિવાળો મનુષ્ય અનેક સદ્‌ગુણો પ્રાપ્ત કરે છે, અને તેવા મનુષ્યની નૈતિક ઉન્નતિ થાય છે; આથી ઉલ્ટું, અન્યાયી મનુષ્યમાં અનેક દુર્ગુણો આવે છે અને તેથી તેની નૈતિક અધોગતિ થાય છે. વળી, ન્યાયથી જનમંડળમાં દુષ્ટ મનુષ્યો પર અંકુશ રહે છે અને તેથી જનમંડળની સુખશાંતિમાં વૃદ્ધિ થાય છે. ટુંકમાં, પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે ન્યાય સંબંધી ઉચ્ચ ભાવના અને માન રાખવું જોઈએ અને પ્રસંગો પ્રાપ્ત થતાં તુલનાશક્તિનો સદુપયોગ કરવો જોઈએ.

## આત્મસંયમ

**નામ તથા સમજુતી**

આત્મ સંયમ એટલે મનોનિગ્રહ અથવા મન પર કાબુ રાખવો તે. મનુષ્ય માત્રની પવિત્ર ફરજ છે કે તેણે કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ મનોવિકારો પર કાબુ રાખી પોતાના આત્માનું શ્રેય કરવું જોઈએ. ગુજરાતીમાં કહેવત છે કે "ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યું." મનને સંપૂર્ણ જીતવું એ દુષ્કર છે પરંતુ મન પર કાબુ રાખવા પ્રત્યેક મનુષ્યે સતત્ પ્રયાસ કરવો જોઈએ.

**આત્મ સંયમી મનુષ્યની ફરજ**

પ્રત્યેક મનુષ્યે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર જે મનુષ્યના શત્રુઓ ગણાય છે તેમને કાબુમાં રાખવા જોઈએ. અંગ્રેજીમાં કહ્યું છે કે ક્રોધ એ ટુંક સમયનું ચિત્તભ્રમ છે. વળી સંસ્કૃતમાં કહ્યું છે કેઃ क्रोधो हि शत्रुः प्रथमं नराणां देहस्थितो देह विनाशाय। (ભાવાર્થઃ—ક્રોધ એ મનુષ્યનો પ્રથમ શત્રુ છે અને

દેહનો નાશ કરવા દેહમાં વસે છે). ક્રોધથી અનેક અનિષ્ટ કાર્યો થાય છે એ નિઃસંશય છે તેથી પ્રત્યેક મનુષ્યે ક્રોધને કાબુમાં રાખવા સતત્ પ્રયાસ કરવો જોઈએ.

તે ઉપરાંત, લોભથી અનેક અનિષ્ટો થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે "લોભીયા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે" મનુષ્ય લોભથી અનેક દુર્ગુણો તરફ પ્રેરાય છે તેથી લોભ પર કાબુ રાખવો એ મનુષ્ય માત્રની ફરજ છે. વળી, આત્મસંયમી મનુષ્યની ફરજ છે કે તેણે મોહ, મદ, અને મત્સર જેવા મનોવિકારોને સતત્ કાબુમાં રાખવા પ્રયાસ કરવો જોઇએ.

**આત્મસંયમથી થતા લાભ**

જે મનુષ્ય આત્મસંયમી બને છે તે નીતિમાન્ અને ચારિત્ર્યવાન્ બને છે. જે મનુષ્ય આત્મસંયમ કેળવે છે તે આત્માને કલ્યાણના માર્ગે દોરે છે. વળી, હૃદયની શુદ્ધ પ્રેમની ભાવનાઓનું પોષણ આત્મસંયમથી થાય છે. આત્મસંયમી મનુષ્ય સંતોષ અને સુખશાન્તિ અનુભવે છે.

**ઉપસંહાર અને બોધ**

પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે આત્મસંયમ રાખવો જોઇએ. ચારિત્ર્યનું ઘડતર આત્મસંયમ વિના અપૂર્ણ ગણાય તેથી પ્રત્યેક મનુષ્યે આત્મસંયમ કેળવવા સતત્ પ્રયાસ કરવો જોઇએ.

## સુવાક્ય

कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥

[ભાવાર્થ:—ડાહ્યા પુરૂષો સારી વાણીને ગાય સમાન ગણે છે; જે (સારી વાણી રૂપી ગાય) શુભ પ્રસંગોની માતા છે અને જે ઇચ્છાઓ પૂર્ણ કરે છે, દરિદ્રતા દૂર કરે છે, કીર્તિ ઉત્પન્ન કરે છે અને દુષ્ટ કર્મોનો નાશ કરે છે.]

સુવાક્ય એ શબ્દ (સુ=સારૂ+વાક્ય) કૌંસમાં દર્શાવ્યા પ્રમાણે બનેલો છે. સુવાક્ય એટલે સારી વાણી. જેમ મનુષ્યે વિવેકી બનવું જોઇએ તેમ મનુષ્યે સારી વાણી બોલવી જોઇએ. સારી વાણી સૌને પ્રિય લાગે છે અને તેથી સુવાક્ય બોલનાર મનુષ્ય તરફ સૌ સ્નેહથી પ્રેરાય છે. જેમ મનુષ્ય કુવાક્યથી શત્રુ-ભાવ અને ક્લેશ ઉત્પન્ન કરે છે તેમ સુવાક્યથી તે પ્રેમ અને મિત્રભાવ ઉત્પન્ન કરી શકે છે.

**સુવાક્યથી થતા લાભ.**

વાણી પરથી મનુષ્યની કીંમત થાય છે. સામાન્યતઃ સદ્‌ગૃહસ્થ મનુષ્ય સારી વાણી બોલે છે અને તેથી કેટલેક અંશે સુવાક્ય એ સદ્‌ગૃહસ્થાઇનું લક્ષણ છે. પ્રત્યેક મનુષ્યે સારી વાણીથી અન્ય મનુષ્યના હૃદયમાં સ્નેહ ભાવનાઓ ઉત્પન્ન થાય તેમ વર્તવું જોઇએ. વળી, સારી વાણીથી અન્ય મનુષ્ય પર સારી છાપ પડે છે. સુવાક્યથી અનેક કાર્યો સરળતાથી પાર પડે છે. અપશબ્દો જેવાં કુવાક્યો તો ગેરકાયદેસર ગણાય છે અને તેવા અપશબ્દો બોલનાર શિક્ષાને પાત્ર છે. વળી, કુવાક્યથી ક્લેશ અને કુસંપમાં વૃદ્ધિ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે સારી વાણી બોલવી જોઇએ.

સંસ્કૃતમાં કહ્યું છે કેઃ—

"केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्जवला
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।

वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

[ભાવાર્થ—હાથના અલંકારો, ચન્દ્ર જેવા ઉજ્જવલ હારો, સ્નાન, વિલેપન, ફુલ, સુગંધીવાળા વાળ, મનુષ્યને શોભા આપતા નથી; (પરંતુ) સારી વાણી પુરૂષને શોભા આપે છે. ખરેખર અલંકારોનો ક્ષય થાય છે. પરંતુ વાણીરૂપી ભૂષણ એ સર્વદા ભૂષણ છે. અર્થાત્, અન્ય અલંકારોથી મનુષ્ય બાહ્ય દેખાવમાં શોભે છે પરંતુ વાણીરૂપી અલંકાર મનુષ્યને ગૌરવ અને શોભા આપે છે.

**ઉપસંહાર અને બોધ**

સુવાક્યની સુવાસ સૌને આનંદજનક હોય છે. સુવાક્યથી સ્નેહની ઉર્મિઓ ઉત્પન્ન થાય છે. પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે સર્વદા સુવાક્ય અથવા સારી વાણી ઉચ્ચારવી જોઇએ. તે ઉપરાંત, પ્રત્યેક મનુષ્યે સંભાળપૂર્વક લક્ષમાં રાખવું જોઇએ કે દુષ્ટ મનુષ્યો સારી વાણી બોલી દગો કરી જાય છે, અને તેથી તેવા મનુષ્યોથી પ્રત્યેક મનુષ્યે સાવધ રહેવું જોઇએ. સંસ્કૃતમાં દુષ્ટ મનુષ્યોના સંબંધમાં કહ્યું છે કે :—

मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ।

અર્થાત્, (દુષ્ટ મનુષ્યોની) જીભના ટેરવા પર મધ હોય છે પરંતુ હૃદયમાં તો ઝેર હોય છે. ટુંકમાં, પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે સારી વાણી બોલવી જોઇએ અને બાળકોને બાલ્યાવસ્થામાંથી તેમ કરવાની ટેવ પાડવી જોઇએ.

# નિયમિતતા

નિયમિતતા એટલે નકકી કરેલા સમય પ્રમાણે કાર્ય કરવું તે. જે મનુષ્યો સમયની પૂર્ણ કિંમત સમજે છે તેઓ સમયને નકામો જવા દેતા નથી તથા વખતનો દુર્વ્યય કરતા નથી. નિયમિતતાના સદ્‌ગુણથી મનુષ્યને અનેક લાભ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે આ સદ્‌ગુણ કેળવવા પ્રયાસ કરવો જોઇએ.

**નામ તથા સમજુતી**

કુદરતી વાતાવરણનું અવલોકન કરવાથી પ્રત્યેક મનુષ્ય સમજી શકે છે કે કુદરતમાં પણ નિયમિતતાનું અસ્તિત્વ છે. ઋતુઓ નિયમ પ્રમાણે આવે છે અને જાય છે. સૂર્ય, ચંદ્ર, અને અનેક તારાઓ નિયમિત ઉગે છે અને આથમે છે. આમ કુદરતમાં પણ નિયમિતતા છે.

**નિયમિતતાના લાભ**

આ સદ્‌ગુણથી મનુષ્યને અનેક લાભ થાય છે. જે મનુષ્ય નિયમિત બને છે તે સર્વ કાર્યો નિયમિત રીતે કરે છે, અને તેથી તેને સમયની તંગાશ પડતી નથી. જે મનુષ્ય નિયમિત નથી તે કાર્યો કરવામાં વિલંબ કરતાં શીખે છે અને તેથી વખતનો દુર્વ્યય થતાં કેટલીક વખત તેને વખતની તંગાશ વેઠવી પડે છે. જો મનુષ્ય નકકી કરેલા સમયે કાર્ય ન કરે તો તે કાર્ય સાથે સંબંધ ધરાવનાર અન્ય મનુષ્યોને પણ સહન કરવું પડે છે. નિયમિત મનુષ્ય પોતાનું વચન પાળવા સર્વદા તત્પર રહે છે તેથી તેનામાં સત્ય બોલવાની ટેવ આવે છે અને અન્ય મનુષ્યોને તે પ્રિય લાગે છે. તે ઉપરાંત નિયમિતતાથી મનુષ્યને “મુલ્તવી રાખવાનાં માઠાં ફળ” ભોગવવાં પડતાં નથી. નિયમિતતાથી મનુષ્યની નૈતિક ઉન્નતિ થાય છે અને નિયમિત મનુષ્ય જીંદગીના ટુંક સમયનો સારો ઉપયોગ કરી શકે છે.

**દૃષ્ટાંત**

અમેરીકામાં જ્યોર્જ વોશિંગ્ટન કરીને એક પ્રખ્યાત પ્રેસીડન્ટ વિષે એમ કહેવાય છે કે તેને નિયમિતતા અતિપ્રિય હતી. એક દિવસે વોશિંગ્ટને ઓફીસમાં સેક્રેટરીને મોડો આવતાં તેનો ખુલાસો પૂછયો. સેક્રેટરીએ જવાબ આપ્યો કે તેનું ઘડીઆળ મોડું હતું. આ પરથી જ્યોર્જ વોશિંગ્ટને સેક્રેટરીને એવી મતલબનું કહ્યું કે તેણે નવું ઘડીઆળ લાવવું અથવા તે (જ્યોર્જ વોશિંગ્ટન) નવો સેક્રેટરી લાવશે.

**ઉપસંહાર અને બોધ**

પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે નિયમિતતાનો સદ્‌ગુણ પ્રાપ્ત કરવો જોઇએ. જીવનની સંપૂર્ણ કિંમત સમજી પ્રત્યેક મનુષ્યે સમયનો યોગ્ય ઉપયોગ કરવા નિયમિતપણે કાર્ય કરતાં શીખવું જોઇએ. સારાંશ કે, પ્રત્યેક મનુષ્યે યથાર્થ સમજવું જોઇએ કે નિયમિતતા એ કાર્ય કરવાની ઉત્તમ નીતિ છે, અને તેથી સતત્ પ્રયાસ કરી તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ.

## લોભ

"ઘણી સરિતાનું નીર, સિંધુમાં જઇ સમાએ.
તોપણ તેનું કદી, પૂર્ણ નવ પેટ ભરાએ.
તેમ લોભીને ધન મળે, તૃપ્તિ નવ પામે.
પાંચ મળે દશ તણી, આશા અંતરમાં જામે,
જે જગદીશે કરૂણા કરી, ઘટતું આપ્યું હોય છે,
તે પણ લોભીજન લોભમાં, છતું પાસનું ખોય છે."

**નામ તથા સમજુતી**

લોભ શબ્દ સંસ્કૃત ધાતુ લુભ્ (લુભ્=લોભપામવું) પરથી બનેલો છે. લોભી મનુષ્યનું લક્ષણ છે કે તે કોઇ દિવસ સંતુષ્ટ થતો નથી. ધનનો લોભી ધનવાન્ બને તોપણ તે અહોરાત્રિ ધનનું ચિંતન કર્યા કરે છે. તેને ધન સિવાય કશું સૂઝતું નથી.

લોભ અને ઉચ્ચાભિલાષામાં તફાવત છે. ઉચ્ચાભિલાષી મનુષ્યનું જીવન ઉચ્ચ હોય છે. તે પોતાના ધ્યેય સારૂ અહોરાત્રિ પ્રયત્ન કર્યા કરે છે; તે અન્ય મનુષ્યોનું હિત ઇચ્છે છે, જ્યારે લોભી મનુષ્ય ફક્ત પોતાનો અંગત સ્વાર્થ સાધવા તત્પર રહે છે. તે અન્ય મનુષ્યોનું હિત કરવા સામાન્યતઃ ઉત્કટ ઇચ્છા રાખતો નથી તથા કેટલીક વખત તે કંજુસ પણ બને છે. આ પ્રમાણે લોભી અને ઉચ્ચાભિલાષી મનુષ્યોના વિચાર, વર્તન, અને ધ્યેય ભિન્ન ભિન્ન હોય છે.

**લોભ અને ઉચ્ચાભિલાષા**

ગુજરાતીમાં કહેવત છે કે લોભે લક્ષણ જાય. અતિશય લોભથી મનુષ્ય પોતાની કીર્તિ અને ગુણને પણ કલંક લગાડે છે. ધનનો લોભી મનુષ્ય ધન પ્રાપ્ત કરવા નિશદિન પ્રયાસ કરે છે અને ધન પ્રાપ્તિ સારૂ વ્યર્થ ચિંતા કરે છે; વળી લોભી મનુષ્ય હોય ત્યાં ધૂતારા ભુખે મરતા નથી. જો કોઇ મનુષ્ય અનહદ લોભ કરે છે તો તેને ધૂતવા ધૂતારાઓ એક કે અન્ય સ્વરૂપમાં તત્પર હોય છે. જો કોઇ શાહુકાર વ્યાજનો લોભ રાખી વ્યાજના આકરા દરે નાણાંની ધીરધાર કરે છે તો કોઈ વખત તે પોતાની મુડી પણ ગુમાવી બેસે છે.

**લોભી મનુષ્યના લક્ષણો તથા લોભની અસર**

પ્રત્યેક મનુષ્યે લોભરૂપી દુર્ગુણથી દૂર રહેવું જોઇએ. મનુષ્ય માત્રને સ્વાર્થ હોય છે; પરંતુ સ્વાર્થ સારૂ મનુષ્યે અતિશય લોભી ન બનવું જોઈએ, કારણ કે અતિશય લોભથી ઘણાં માઠાં પરિણામ આવે છે. જે મનુષ્યે અતિશય ધનપ્રાપ્તિ કરી હોય, તેણે તેનો સદુપયોગ કરવો ઘટે છે. જો ધનનો સંચય કરવામાં આવે અને તેનો જરૂરી પ્રસંગોમાં પણ ઉપયોગ કરવામાં ન આવે તો તે

**ઉપસંહાર અને બોધ**

ધન નિરર્થક છે. ધનનો સદુપયોગ કરવામાં જ ધનસંચયની સફળતા છે. જો ધનનો સદુપયોગ કરવામાં ન આવે તો જે મનુષ્યોના હસ્તમાં તે નાણું જાય છે તેનો કેટલીક વખત દુરૂપયોગ થાય છે; તેથી સુજ્ઞ અને વિવેકી મનુષ્યે ધનનો સદુપયોગ કરવો જોઇએ. સારાંશ કે મનુષ્યે કોઇપણ બાબતમાં લોભ રાખવો જોઇએ નહિ અને સુજ્ઞ અને વિવેકી મનુષ્યની પવિત્ર ફરજ છે કે તેણે આત્મસંયમ કેળવી લોભનો ત્યાગ કરવો જોઇએ.

## સંપ

" સંપ સજો સજ્જન સહુ, સંપે સહુ સુખ થાય,
સંપ વિના ઉદ્યોગ સહુ, જરૂર નિષ્ફળ જાય.
શ્રેષ્ઠ કાજ પણ સહજમાં, ઝાંઝા મળી કરાય.
લાખ જણા એકેક દે, લાખ તણો ઢગ થાય.
વિચરે અતડો એકલો, તેને હરકત થાય.
મરે એકલી સોગઠી, જુગનહિમાર્યું જાય.
સંપ કર્યે કિંમત વધે, ઘટે કર્યે મન રીસ.
થાય અંક મુખ ફેરવ્યે, ત્રેસઠના છત્રીસ."

( કવિ દલપતરામ )

**નામ તથા સમજુતી** સંપ એટલે સુખશાંતિથી હળીમળીને રહેવું તે. કુસંપ અને કલેશથી સુખશાંતિનો નાશ થાય છે. વળી, કહ્યું છે કે 'સંપ ત્યાં જંપ' એટલે પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે કુસંપનો ત્યાગ કરી સંપ અને સુખશાંતિમાં વૃદ્ધિ કરવા નિરંતર તત્પર રહેવું જોઇએ.

**સંપથી થતા લાભ**

સંપથી અનેક લાભ થાય છે. કુસંપથી થતાં નુકશાનો સંપથી અટકે છે, અને સુખશાંતિમાં વૃદ્ધિ થાય છે. સંપથી મનુષ્યોમાં સ્નેહ ઉત્પન્ન થાય છે. કુટુંબની, ગ્રામની, અને દેશની ઉન્નતિ સંપને આધારે છે. સામાજીક, રાજકીય, આર્થિક વિ. દરેક ક્ષેત્રમાં સંપનો મહિમા અત્યંત છે. દલપતરામ કવિ 'સંપલક્ષ્મી સંવાદ'માં લખે છેઃ—

"તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય,
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય."

(ભાવાર્થઃ—શરીરની વ્યાધિ, શત્રુ, લક્ષ્મી, આવે ને જાય. પરંતુ, કુટુંબમાં જો સંપ હોય તો હંમેશાં સુખશાંતિ ટકી રહે; અર્થાત્, અનેક વિરૂદ્ધ સંજોગોમાં પણ કુટુંબમાં સંપ હોય તો કુટુંબમાં સુખશાંતિ ટકી રહે.)

એક કાચી ભીંડોની દોરી સરળતાથી તુટી શકે પરંતુ તે કાચી ભીંડીની દોરીનું વણીને દોરડું બનાવવામાં આવ્યું હોય તો તે પ્રથમની દોરી માફક સરળતાથી તુટી શકતું નથી. આમ સંપનો મહિમા સર્વત્ર છે. સંપમાં બળ છે અને સંપમાં સર્વત્ર ઉન્નતિ છે.

**ઉપસંહાર અને બોધ**

સંપનો મુખ્ય આધાર સ્નેહ છે. વિવેક, વિનય અને સુવાક્ય મનુષ્યોના અંતરમાં સ્નેહ ઉત્પન્ન કરે છે, અને તેથી પ્રત્યેક મનુષ્યે વિવેકી અને વિનયી બનવું જોઈએ. કુસંપથી અને કલેશથી મનુષ્યને દુઃખ થાય છે, અને જનમંડળમાં તેની આબરૂને નુકશાન થાય છે; આથી કુસંપમાં ગેરલાભ છે એ સ્પષ્ટ છે. તેથી ઉલ્ટું, સંપમાં અનેક લાભ છે તે પણ સ્પષ્ટ છે; આથી પ્રત્યેક મનુષ્યે કુટુંબમાં સગાંસંબંધીઓમાં, જ્ઞાતિમાં, ગામમાં તથા દેશમાં સંપની અભિવૃદ્ધિ

કરવા યથાશક્તિ પ્રયાસ કરવો જોઈએ. વળી પ્રત્યેક મનુષ્યે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે સંપ સારા હેતુ સારૂ હોવો જોઈએ; દુષ્ટ કાર્યો કરવા અને અનીતિના માર્ગે ચાલવા સારૂ સંપ કદાપિ ન કરવો જોઈએ. ટુંકમાં, પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે સદા સંપ અને સુખશાંતિમાં વૃદ્ધિ થાય તેમ વર્તન રાખવું જોઇએ અને બાળકોએ નીચે દર્શાવેલી જાણીતી કવિતાની કડી હંમેશાં યાદદાસ્તિમાં રાખવી જોઇએ.

"બળવંતા પરમેશ્વર બાપ, અમને સંપ સદા તું આપ,
જેથી સુખમાં દા'ડા જાય, કદીએ લેશ કલેશ ન થાય."

## સંતોષ

संतोष एव पुरुषस्य परं निधानम् ।

(ભાવાર્થ—સંતોષ એ ખરેખર પુરૂષોનો મોટો આધાર છે.)

**નામ તથા સમજુતી**

સંતોષ (सम्+तुष्=ખુશ થવું) એટલે ખુશ થવું તે. સંતોષી મનુષ્યનું મુખ્ય લક્ષણ એ છે કે તે જે સ્થિતિમાં હોય છે તેમાં રાજી રહે છે. સંતોષનો અર્થ એવો નથી કે મનુષ્યે આળસુ બની પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન ન કરવો. જે મનુષ્ય સંતોષી છે તે સ્વાશ્રયી અને ઉદ્યોગી હોવો જોઇએ. વળી, મનુષ્યે ઉચ્ચાભિલાષી બનવું જોઇએ અને તેણે પોતાની સ્થિતિ સુધારવા પોતાની ઉચ્ચ ભાવનાઓ અને આશાઓનો વિકાસ કરવા સતત્ મહેનત અને શ્રમ કરવો જોઇએ.

**સંતોષથી થતા લાભ**

જગતમાં સર્વ મનુષ્યો એકસરખી સ્થિતિના હોતા નથી, તથા પ્રત્યેક મનુષ્ય જીવનપર્યંત એકસરખી સ્થિતિમાં રહે તેવો કંઈ નિયમ નથી. સંતોષી મનુષ્ય પ્રાપ્ત થયેલી દુઃખની સ્થિતિમાં પણ બડબડાટ કરતો નથી પરંતુ પોતાની સ્થિતિ સુધારવા અહર્નિશ

ઉદ્યોગી રહે છે. સંતોષી મનુષ્ય વિકટ સંજોગોમાં ગભરાઇ જતો નથી, અને વિના કારણ દુઃખી થતો નથી. સંતોષના ગુણથી મનુષ્યમાં અન્ય ગુણો કેળવાય છે. સંતોષી મનુષ્ય શાંત, આત્મસંયમી, અને સહનશીલ બને છે, અને વિપત્તિના સમયમાં શાંત ચિત્તથી દુઃખોનું નિવારણ કરવા પ્રયત્ન કરે છે.

**અસંતોષથી થતા ગેરલાભ**

અસંતોષી મનુષ્ય વર્તમાન સ્થિતિમાં અસંતુષ્ટ બની દુઃખી બને છે. અસંતોષી મનુષ્યનું મુખ્ય લક્ષણ એ છે કે તે નિરંતર અસંતુષ્ટ રહે છે અને તેથી અસંતુષ્ટ સ્વભાવથી દુઃખી જીવન વ્યતીત કરે છે.

**ઉપસંહાર અને બોધ**

મનુષ્ય પોતાના દુઃખનો વધુ પ્રમાણમાં વિચાર ન કરતાં પોતાનાથી વધારે દુઃખી મનુષ્યનો વિચાર કરી પોતે તે મનુષ્ય કરતાં સુખી છે તેમ વિચારે તો તે સંતુષ્ટ બનતાં શીખે. એડીસન નામનો એક લેખક લખે છે કે એક પ્રમાણિક ડચમેન જ્યારે તે પડી ગયો અને તેનો પગ ભાગ્યો ત્યારે તેણે નિકટ ઉભેલા મનુષ્યોને એવી મતલબનું કહ્યું કે તેની ગરદન પર ઇજા થઈ ન હતી તેથી તેના ઉપર (પ્રભુની) અત્યંત દયા થઇ હતી. કેટલી બધી શાંતિ અને સંતોષ!

ઉપર દર્શાવ્યા મુજબ વિપત્તિના સમયમાં, દુઃખનો વિચાર ન કરતાં જે વધારે દુઃખ થયું નથી તેનો વિચાર કરી સંતોષી મનુષ્ય સુખ માને છે. એડીસન લખે છે કે, સંતોષ "બડબડાટનો નાશ કરે છે. અનહદ અભિલાષાઓનો નાશ કરે છે, આપણી વાતચીત રસપ્રદ બનાવે છે, અને આપણા વિચારોમાં નિત્યની ગંભીરતા મૂકે છે." વળી, ગુજરાતીમાં કહેવત છે કે, "સંતોષી નર સદા સુખી." સંતોષથી મનુષ્ય સુખી

ને છે અને સંતોષ લાભપ્રદ છે તેથી, પ્રત્યેક મનુષ્યે નિરર્થક ચિંતા અને વ્યથાનો ત્યાગ કરી સંતોષવૃત્તિ કેળવવા પ્રયાસ કરવો જોઇએ.

## અભિમાન

અભિમાન એ પાપનું મૂળ છે.

**નામ તથા સમજુતી**

અભિમાન એટલે અહંકાર અથવા ગર્વ. અભિમાન એ દુર્ગુણ છે કારણ કે અભિમાની મનુષ્ય એવું સમજે છે કે મારા જેવું કોઇ નથી અને તેથી તે અન્ય મનુષ્યોની અવગણના કરતાં શીખે છે. આ જગતમાં "શેરને માથે સવાશેર" હોય તેવું પ્રત્યેક સુજ્ઞ મનુષ્ય સમજે છે તેથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે અભિમાનનો ત્યાગ કરવો જોઇએ.

**અભિમાન અને સ્વમાન**

અભિમાન અને સ્વમાનમાં તફાવત છે. પ્રત્યેક મનુષ્યે સ્વમાન રાખવું જોઇએ એટલે તેણે પોતાની સ્થિતિ અને દરજ્જા પ્રમાણે વર્તન રાખવું જોઇએ અને પોતાની આબરૂનું રક્ષણ કરવું જોઇએ. પરંતુ જે મનુષ્ય પોતાની સ્થિતિની મર્યાદા બ્હાર વર્તન કરે છે અને જનમંડળમાં હુંપદથી વર્તે છે તે અભિમાની કહેવાય છે. આથી પ્રત્યેક મનુષ્યે સ્વમાન જાળવવું જોઇએ પરંતુ અભિમાનનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

**અભિમાનનું અસ્તિત્વ**

અભિમાન અનેક બાબતોમાં હોય છે. કોઇ મનુષ્યને ધન અને વૈભવનું તો કોઇને વિદ્યાનું તો કોઇને રૂપનું અભિમાન હોય છે. વળી, કોઇને આબરૂનું તો કોઇને સત્તાનું અભિમાન હોય છે. આ પ્રમાણે અનેક બાબતોમાં મનુષ્યો અભિમાન કરે છે અને અંતે અભિમાન હાનિકારક થાય છે તેવો તેઓ અનુભવ કરે છે.

અભિમાન એ દુર્ગુણ છે અને ઉપર દર્શાવ્યા મુજબ પાપનું મૂળ છે. અભિમાની મનુષ્ય અન્ય મનુષ્યોને પોતાનાથી નીચી પંક્તિના ગણે છે અને પોતાનું ધાર્યું દરેક કાર્યમાં કરવા મથે છે. અભિમાની મનુષ્ય વડીલોની સલાહની પણ અવગણના કરે છે અને તેમ કરવાથી તે મનુષ્ય માનસિક અને નૈતિક અધોગતિને પામે છે. અભિમાનથી મનુષ્યોના હૃદયની પ્રેમભાવનાનો નાશ થાય છે અને જનમંડળમાં ઝેરવેરનો પ્રચાર થાય છે; આથી, પ્રત્યેક મનુષ્યે, અભિમાનને પાપનું મૂળ સમજી તેને દૂર કરવા હંમેશાં લક્ષમાં રાખવું જોઇએ.

**દૃષ્ટાંતો**

મચ્છર અને કરોળીઆનો દૃષ્ટાંત જાણીતો છે. મચ્છર આખલાને હરાવી ફુલાયો કે મારા જેવો કોઇ જબરો નથી પરંતુ તે એક કરોળીઆની જાળમાં ફસાયો અને કમોતે મરણ પામ્યો. શ્રી રામચંદ્રજી અને રાવણ રાજાના દૃષ્ટાંતમાં પણ અંતે રાવણરાજાનો પરાજય અને શ્રી રામચંદ્રજીનો જય પ્રસિદ્ધ છે. આવાં અનેક દૃષ્ટાંતોપરથી પ્રત્યેક મનુષ્યે સ્પષ્ટરીતે સમજવું જોઇએ કે અભિમાનરૂપી દુર્ગુણ મનુષ્યને હાનિકારક છે અને તેથી તેનો દરેક મનુષ્યે ત્યાગ કરવો જોઇએ.

**ઉપસંહાર અને બોધ**

કેટલીક વખત અજ્ઞાનથી અભિમાન ઉત્પન્ન થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે "ખાલી ચણો વાગે ઘણો." વળી, કહ્યું છે કે, "અધુરો ઘડો છલકાય, ભર્યો ન છલકાય." આથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે અજ્ઞાનથી ઉત્પન્ન થતું અભિમાન દૂર કરવા જ્ઞાન સંપાદન કરવું જોઈએ. પ્રત્યેક મનુષ્યે વિચાર કરવો જોઇએ, કે આ દેહ ક્ષણભંગુર છે; વળી, હંમેશાં દરેકની સ્થિતિ એક સરખી રહેતી નથી માટે મનુષ્ય માત્રે અભિમાનને દૂર કરવો જોઈએ. વિદ્વાન્ મનુષ્યો જ્ઞાનનું અભિમાન કરે તો તે પણ અસ્થાને છે કારણ કે અભિમાનમાત્ર પાપનું મૂળ છે અને મનુષ્યની અધોગતિ કરે છે. પ્રત્યેક મનુષ્યે પોતાના હૃદયની વિશુદ્ધ પ્રેમભાવનાથી, વિવેક અને વિનયથી, અભિમાન દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. પ્રત્યેક મનુષ્યે જનસમાજમાં અન્ય મનુષ્ય તરફ ઝેરવેરનો ત્યાગ કરી પ્રેમભાવનાથી વર્તવું જોઇએ અને પ્રત્યેક મનુષ્યે અભિમાનને હાનિકારક દુર્ગુણ સમજી તેનો ત્યાગ કરવો જોઈએ.

## પ્રમાણિકતા

**નામ તથા સમજુતી**

પ્રમાણિકતા એટલે નીતિ પ્રમાણે સત્યનું આચરણ કરવું તે. જો કોઇ વેપારી પોતાના વેપારમાં નિખાલસ મનથી સત્યનું આચરણ કરે તો તે વેપારી પ્રમાણિક છે એમ કહેવાય છે. પ્રમાણિક દુકાનદાર ધનિક તથા નિર્ધન ઘરાકને, વૃદ્ધ તથા બાળકોને, એકજ ભાવથી એકજ જાતનો માલ વેચે છે. પ્રમાણિક ઘરાક વેપારીને છેતરતો નથી. અંગ્રેજીમાં કહેવત છે કે પ્રમાણિકતા એ સર્વોત્તમ નીતિ છે, તેથી પ્રત્યેક મનુષ્યે પ્રમાણિકતાનો ગુણ કેળવવા પ્રથમથીજ પ્રયત્ન કરવો જોઇએ.

**પ્રમાણિકતાના ફાયદાઓ**

પ્રમાણિકતાથી મનુષ્યના નૈતિક બળમાં વૃદ્ધિ થાય છે. અર્થાત્, તેની નૈતિક ઉન્નતિ થાય છે. આ જગતમાં મનુષ્યો આર્થિક, સામાજીક તથા રાજકીય વિ. સંબંધોથી અન્યોન્યના સંપર્કમાં આવે છે, અને સર્વ વ્યવહારિક કાર્યો પ્રમાણિકતાના ગુણથી સરળતાથી અને નિર્વિઘ્ને પાર પડે છે. પ્રત્યેક ધંધામાં પ્રમાણિક મનુષ્ય સર્વનું ધ્યાન ખેંચે છે, અને તે સર્વને પ્રિય લાગે છે.

**ઉપસંહાર અને બોધ**

અપ્રમાણિકતાથી મનુષ્યો અન્યોન્યનો વિશ્વાસ ગુમાવે અને જગતમાં ઠગાઇનું પ્રમાણ વૃદ્ધિ પામતાં મનુષ્યો વ્યવહારિક કાર્યોમાં અનેક અંતરાયો અનુભવે એ સ્પષ્ટ છે; તે ઉપરાંત, અપ્રમાણિકતાથી મનુષ્યોની નૈતિક અધોગતિ થાય છે. પ્રમાણિકતાથી થતા લાભ તથા અપ્રમાણિકતાથી થતા ગેરલાભ ધ્યાનમાં રાખી દરેક મનુષ્યે પ્રમાણિકતાનો ગુણ કેળવવો જોઇએ અને બાલ્યાવસ્થામાંથીજ આ સદ્ગુણ બાળકમાં કેળવાય તે તરફ વડીલવર્ગે લક્ષ આપવું જોઇએ. ચારિત્ર્યના ઘડતરમાં પ્રમાણિકતા એક અગત્યનો ભાગ ભજવે છે, અને તેથી પ્રત્યેક મનુષ્યે આ સદ્ગુણ પ્રાપ્ત કરવા નિરંતર પ્રયાસ કરવો જોઇએ.

## મિત્રતા

"पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटी करोति।
आपद्गतं न च जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः॥

[ભાવાર્થ:—ખરો મિત્ર પાપને અટકાવે છે, અને મિત્રના હિતનું ચિંતન કરે છે, ગુપ્ત વસ્તુઓને છાની રાખે છે, ગુણોને

પ્રકાશમાં લાવે છે, વિપત્તિ સમયમાં ત્યાગ કરતો નથી, અને સમયે મદદ કરે છે. સત્પુરૂષોના મત પ્રમાણે આ સર્વ સન્મિત્રનાં લક્ષણ છે]

**નામ તથા સમજુતી**

ઉપર્યુક્ત શબ્દ મિત્ર પરથી બનેલો છે. મિત્રને ભાઈબંધ સુહૃદ વિ. કહેવામાં આવે છે. મિત્ર એ બે અક્ષરનો શબ્દ છે પણ તે અત્યંત અર્થસૂચક છે. સાચો મિત્ર સુખમાં આનંદ આપે છે અને દુઃખમાં દિલાસો આપે છે.

જગતમાં મનુષ્યો અન્યોન્યના સંબંધમાં આવે છે અને તેથી અરસપરસ ઓળખાણ થાય છે. સામાન્યતઃ ઓળખાણ અને મિત્રતામાં તફાવત હોય છે તે દરેક મનુષ્યે સમજવું જોઈએ.

મનુષ્યો સ્હેજ સંબંધમાં ઓળખીતા બને છે પરંતુ ગાઢ સંબંધ સિવાય મનુષ્યો મિત્ર બનતા નથી. આ પરથી દરેક મનુષ્ય સરળતાથી સમજી શકશે કે ઓળખીતા તથા સંબંધ ધરાવનારા મનુષ્યોની સંખ્યા કરતાં મિત્રોની સંખ્યા અલ્પ હોઇ શકે. વળી કેટલીક વખત મિત્ર શબ્દના બ્હોળા અર્થમાં ઓળખીતા, સંબંધીઓ વિગેરેનો પણ સમાવેશ કરવામાં આવે છે.

**સન્મિત્રના લક્ષણ**

જગતમાં મિત્ર બે પ્રકારના હોય છે. સુખ અને દુખના સમયમાં જે મિત્ર એક સરખી રીતે વર્તે છે તે સન્મિત્ર કહેવાય; અર્થાત્, ખરો મિત્ર સુખસમયમાં આનંદમાં અભિવૃદ્ધિ કરે છે અને દુઃખમાં મદદ કરે છે.

**સ્વાર્થીમિત્રના લક્ષણ**

જે મનુષ્ય ફકત પોતાનોજ સ્વાર્થ સાધવા મૈત્રી બાંધે છે તે મનુષ્ય સ્વાર્થી મિત્ર કહેવાય અને તેવા મિત્રથી કોઇ મનુષ્યને કંઇ લાભ થાય નહિ પરંતુ તેવા મિત્રો હાનિ કરે છે. અંગ્રેજીમાં એક લેખક લખે છે કે મિત્રતા એ ફકત નામ છે જે દ્રવ્ય અને કીર્તિની

પાછળ છાંયડાની માફક અનુસરે છે. સ્વાર્થી મૈત્રી આવા પ્રકારની હોય છે.

**ઉપસંહાર અને બોધ**

જગતમાં મિત્રોની જરૂરીઆત છે તે સ્પષ્ટ છે. સામાન્યતઃ જે મિત્રો સરખા ગુણવાળા હોય છે તેમની મિત્રતા ટકી રહે છે. દરેક મનુષ્યે મિત્ર પાસેથી ફક્ત લાભ પ્રાપ્ત કરવાની આશા ન રાખવી જોઇએ પરંતુ મિત્રને લાભ થાય તે તરફ પણ લક્ષ આપવું જોઇએ. સાચી મિત્રતા સ્નેહ ભાવના પર આધાર રાખે છે અને જેમ સ્નેહ વિશુદ્ધ બને છે તેમ મિત્રતા વધુ ને વધુ ગાઢ બને છે. સ્વાર્થી મિત્રતા ફક્ત સ્વાર્થ પર આધાર રાખે છે અને તે સ્વાર્થ હોય ત્યાંસુધીજ ટકી શકે છે. સાચા મિત્રો આફત સમયમાં પણ મિત્રતાનો ત્યાગ કરતા નથી. જ્યારે સ્વાર્થી મિત્રો વિપત્તિના સમયમાં સામાન્ય રીતે દૂર રહે છે અને દુઃખપીડિત મિત્રને કંઈ લાભ કરતા નથી. આ પરથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે સ્વાર્થી મિત્રોથી ચેતતા રહેવું જોઇએ અને જે મિત્ર સમાન ગુણવાળા અને અનુભવથી સન્મિત્રના લક્ષણવાળા હોય તેમની સાથે દૃઢતાપૂર્વક મૈત્રી રાખવી જોઈએ.

## ક્ષમા

क्षमा वीरस्य भूषणम् ।

[ અર્થઃ—ક્ષમા એ વીરપુરૂષોનું ભૂષણ છે. ]

**નામ તથા સમજુતી**

ક્ષમા શબ્દ સંસ્કૃત ધાતુ પરથી બનેલો છે. તેનો અર્થ માફી આપવી અથવા ભૂલને દરગુજર કરવી એવો થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે "મનુષ્ય માત્ર ભૂલને પાત્ર." અંગ્રેજી ભાષામાં એક લેખક લખે છે કે ભૂલ કરવી એ માનુષિક સ્વભાવ છે અને માફી આપવી એ દૈવી ગુણ છે.

ક્ષમાનો આધાર કેટલેક અંશે મનુષ્ય હૃદયની દયા અને પ્રેમની વિશુદ્ધ ભાવનાઓ પર અવલંબે છે. અન્ય મનુષ્યનો દોષ અથવા ભૂલ જોતાં દયાળુ અને પ્રેમાળ મનુષ્ય તે મનુષ્યને માફી આપવા પ્રેરાય છે. વળી, વિવેકબુદ્ધિથી વિચાર કરતાં નાના દોષોમાં ક્ષમા આપવાથી અન્ય મનુષ્યને સુધરવાની તક મળે છે અને યોગ્ય ક્ષમાથી જનમંડળની સુખશાંતિમાં અભિવૃદ્ધિ થાય છે.

**યોગ્ય ક્ષમાથી થતા લાભ**

જે મનુષ્ય અન્ય મનુષ્ય તરફ યોગ્ય ક્ષમા રાખે છે તેના ચારિત્ર્યબળમાં અભિવૃદ્ધિ થાય છે. યોગ્ય ક્ષમાથી મનુષ્યમાં અનેક સદ્‌ગુણો વિકાસ પામે છે અને જનમંડળમાં નાની બાબતોમાં કલેશ અને કંકાસ ઉત્પન્ન થતો નથી અને સુખશાંતિમાં અભિવૃદ્ધિ થાય છે.

**ઉપસંહાર અને બોધ**

જે મનુષ્ય અજ્ઞાનથી ભૂલ કરી દોષને પાત્ર થાય તેમના તરફ ક્ષમા દૃષ્ટિએ જોવું એ મનુષ્યની ફરજ છે. પરંતુ જે જ્ઞાની હોવા છતાં દોષને પાત્ર થાય અથવા બેદરકારીથી દોષને પાત્ર થાય તેમના તરફ ક્ષમા રાખતાં સારાસારનો વિચાર દરેક મનુષ્યે કરવો જોઈએ. વળી યોગ્ય ક્ષમાના અભાવે કલેશ, ઝેરવેર વિગેરેની વૃદ્ધિ થાય અને જનમંડળમાં અશાંતિનો પ્રચાર થાય તેથી દરેક મનુષ્યે ક્ષમાના સદ્‌ગુણની યથાર્થતા સમજવી જોઈએ. સંસ્કૃતમાં એક લેખક લખે છે કેઃ—

क्षमा खड्गः करे यस्य दुर्जनःकिं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥

[ ભાવાર્થઃ—જેના હસ્તમાં ક્ષમા રૂપી તલવાર છે તેને દુર્જન મનુષ્ય શું કરી શકે? જેમ ઘાસ વિનાની જગ્યામાં અગ્નિ એની

મેળેજ બુઝાઈ જાય છે તેમ દુષ્ટ મનુષ્ય પોતાની મેળેજ શાંત બને છે. ]

ઉપર્યુક્ત શ્લોકમાં ક્ષમાની મહત્તા દર્શાવવામાં આવી છે પરંતુ ઉપર દર્શાવ્યા મુજબ પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે સારાસારનો વિચાર કરી યોગ્ય ક્ષમા અન્ય મનુષ્ય તથા પ્રાણીમાત્ર તરફ રાખવી જોઇએ.

## સત્સંગ

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यम्
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम्
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

[ભાવાર્થઃ—સત્સંગ બુદ્ધિની જડતા નાશ કરે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, સ્વમાનની ઉન્નતિ કરે છે, પાપને દૂર કરે છે, મનને આનંદ આપે છે, અને દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે. સારી સોબત મનુષ્યો સારૂ શું શું નથી કરતી ?]

**નામ તથા સમજુતી** સત્સંગ એ શબ્દ (સત્=સારી+સંગ=સોબત) કૌંસમાં દર્શાવેલા બંને શબ્દોનો બનેલો છે. સત્સંગનો અર્થ સારી સોબત.

"સોબત તેવી અસર" એ ટુંકી પણ લોકપ્રિય અને મહત્વની ગુજરાતી કહેવત છે. પુખ્ત ઉમરના મનુષ્યો જેમનું ચારિત્ર્ય ઘડાએલું છે તેમના પર સોબતની અસર વિશેષ થતી નથી પરંતુ નાની ઉમરના બાળકો પર સોબતની અસર વિશેષ થાય છે અને તેથી તેમના વડીલોએ તેમના

**" સોબત તેવી અસર "**

વિષે ખાસ લક્ષ આપવું ઘટે છે. જેમ સફરજનના ઢગલામાં એક ખરાબ બગડી ગએલું સફરજન મુકવામાં આવ્યું હોય તો અન્ય સફરજનો ખરાબ સફરજનની અસર થવાથી બગડે એ નિઃશંક છે. આવી રીતે, એક સંસ્કારી બાળક પણ કુસંગથી કુટેવો શીખે; તેથી, બાલ્યાવસ્થામાંથી તેમનું ચારિત્ર્ય બરાબર કેળવાય તે સારૂ તેઓ અનુકૂળ વાતાવરણમાં રહે તે તરફ લક્ષ આપવું એ પ્રત્યેક વડીલની પવિત્ર ફરજ છે. સોબતની અસર કેવી થાય છે તે નીચે દર્શાવેલા છપ્પા પરથી સ્પષ્ટ થાય છે :—

"જેને જેવો સંગ, રંગ બહુ તેવો બેસે,
જેને જેવો સંગ, પ્રેમ પણ તેવો પેસે,
જેને જેવો સંગ, કામ તેવાં તે કરશે,
જેને જેવો સંગ, ઠામ તેવે જઇ ઠરશે,
રૂડે સંગે રૂડો થશે, બુરે સંગે બુરો બને,
સારા મે'તાના સંગથી, ભાગ્યશાળી વિદ્યા ભણે."

**સત્સંગના લાભ**

સત્સંગથી ઉપર્યુક્ત સંસ્કૃત શ્લોકમાં દર્શાવેલા લાભ થાય છે તે ઉપરાંત સત્સંગથી મનુષ્યના ચારિત્ર્ય અને નીતિ પર અસર થાય છે અને તેથી તે સદ્‌ગુણી થાય છે. વળી, સત્પુરૂષોના દૃષ્ટાંતોથી મનુષ્યોને ઉન્નત થવાનું પ્રોત્સાહન મળે છે.

**કુસંગના ગેરલાભ**

જેમ મનુષ્યમાત્રને સત્સંગથી લાભ થાય છે તેમ કુસંગથી અનેક ગેરલાભ થાય છે. દારૂ, ગાંજો, અફીણ વિ. વ્યસનોની કુટેવવાળા મનુષ્યોના સંગથી મનુષ્યને વ્યસની બનવાની ઇચ્છા થાય છે. કુસંગથી મનુષ્ય અનીતિના માર્ગે દોરવાય છે અને અધોગતિને પામે છે. ચોરી અને લુંટ

કરનાર મનુષ્યોની ટોળીમાં મનુષ્ય ચોરી વિ. અપકૃત્ય કરવા આકર્ષાય છે. આ પ્રમાણે કુસંગથી મનુષ્યમાત્રને અનેક ગેરલાભ થાય તે સ્પષ્ટ છે.

**ઉપસંહાર અને બોધ**

સામાન્યતઃ મનુષ્યમાત્ર પર આસપાસના વાતાવરણની અસર થાય છે. સારા મનુષ્યોની સારી અસર અને દુષ્ટ મનુષ્યોની ખરાબ અસર તેમના સમાગમમાં આવનાર મનુષ્ય પર થાય છે. તે ઉપરાંત, પ્રત્યેક મનુષ્યે સારા અને ઉપયોગી પુસ્તકોનું વાંચન કરવું જોઇએ કારણ કે મનુષ્યોના સત્સંગની માફક તે પણ લાભદાયી છે. પ્રત્યેક મનુષ્યની સ્પષ્ટ ફરજ છે કે તેણે માનસિક નૈતિક વિ. શકિતઓનો વિકાસ કરવા તથા દુષ્ટ કાર્યો અને વિચારો દૂર કરવા સત્સંગ કરવો જોઇએ.

## વિલંબ

श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

[ ભાવાર્થઃ—આવતી કાલનું કાર્ય મનુષ્યે આજ કરવું જોઇએ અને દિવસના મધ્યાહ્ન પછીના સમયનું કાર્ય દિવસના પ્રથમ ભાગમાં કરવું જોઇએ, કારણ કે, મનુષ્યનું કાર્ય થયું હોય અથવા ન થયું હોય તે સારૂ મૃત્યુ રાહ જોતું નથી. )

**નામ તથા સમજુતી**

જે કાર્ય આજે થઇ શકે તે કાર્ય કરવાનું (ભવિષ્ય પર) મુલ્તવી રાખવું તેને વિલંબ કહેવામાં આવે છે. જે મનુષ્યને વિલંબની કુટેવ હોય છે તે આજનું કાર્ય મુલ્તવી રાખી કાલે કરીશું, પરમ દિવસે કરીશું, વિ. કુતર્કો કરે છે. વિલંબ કરવાથી જે જે નુકશાનો થાય છે તેનો જો મનુષ્ય વિચાર કરે તો વિલંબ કરવાની ટેવ કેટલી

નિકારક અને વર્જનીય છે તે વિષે તે સરળતાથી સમજી શકે. સામાન્યતઃ, વિલંબના દુર્ગુણનું મુખ્ય કારણ આળસ હોય છે.

**વિલંબથી થતા ગેરલાભ**

વિલંબ કરનારા મનુષ્યને જાતે અંત્યંત સહન કરવું પડે છે. વિલંબની કુટેવથી સમયનો દુરૂપયોગ થાય છે. અથવા સમય નકામો જાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે વિલંબ એ વખતનો ચોર છે. મનુષ્યની વિલંબ કરવાની કુટેવથી તેનાં સગાંવહાલાંઓ, મિત્રમંડળ તથા અન્ય સંબંધીઓ નાખુશ થાય છે અને જન-સમાજમાં તે મનુષ્યની આબરૂને હાનિ થાય છે. જે મનુષ્ય ઉદ્યોગી છે તેણે નિયમસર કાર્ય કરવાની ટેવ અવશ્ય પાડવી જોઇએ કારણ કે કોઇ કોઇ વખત વિલંબની કુટેવથી ઉદ્યોગનું ફળ નષ્ટ થવાનો સંભવ રહે છે. અંગ્રેજીમાં કહેવત છે કે વિલંબ નુકશાનકારક છે. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે મનુષ્ય માત્રે વિલંબ કરવાની કુટેવનો ત્યાગ કરવો જોઈએ.

**દૃષ્ટાંતો**

રોગગ્રસ્ત મનુષ્યોને દવાની સહાય કરવામાં વિલંબ કરવામાં આવે તો કેટલીક વખત તેઓનું રોગથી મૃત્યુ થાય છે. જો બજારમાં ભાવની ઉથલપાથલ થાય તે વખતે વેપારી વિલંબ કરે તો તેને નફાને બદલે નુકશાન પણ કેટલીક વખત ભોગવવું પડે. મકાનને સમરાવવાનું હોય અને તેમાં વિલંબ કરવામાં આવે તો મકાન પડી જવાનો સંભવ ઉભો થાય છે અને કોઈ વખત મકાન પડી પણ જાય છે. જ્યાં તાત્કાલિક કાર્યની જરૂરીઆત છે ત્યાં વિલંબ કરવાથી અનેક રીતે નુકશાન થાય છે તેથી મનુષ્યમાત્રે વિલંબ કરવાની કુટેવનો ત્યાગ કરવો ઇષ્ટ છે.

**ઉપસંહાર અને બોધ**

સંસ્કૃતમાં કહ્યું છે કે शुभस्य शीघ्रम्। અર્થાત્ પ્રત્યેક શુભ કાર્ય ત્વરાથી કરવું જોઇએ. અલબત્ત, પ્રત્યેક કાર્ય શાંતિ અને ધીરજથી ધ્યાનપુર્વક કરવું જોઇએ, પરંતુ વિના કારણ સમયનો વ્યય કરી કાર્ય કરવામાં શિથિલતાની ટેવ ત્યાજ્ય છે. મનુષ્યે સમયની યથાર્થ કીંમત સમજવી જોઇએ અને વિલંબની કુટેવથી થતાં અનેક નુકશાનો લક્ષમાં રાખી તે કુટેવનો ત્યાગ કરવો જોઇએ અને નિયમસર તથા પધ્ધતિસર કાર્ય કરવાની ટેવ પાડવી જોઈએ.

## ચારિત્ર્ય.

"સરવ ધરમનો મરમ સદાચરણ છે.
દુરાચરણ તે પ્રૌઢ પાપ તણો પોટલો"

(કવિ દલપતરામ)

**નામ તથા સમજુતી.**

ચારિત્ર્ય એટલે સારી ચાલચલગત. સારા ચારિત્ર્યવાન્ મનુષ્યનું આચરણ પ્રશંસનીય અને અનુકરણીય છે. અંગ્રેજી ભાષામાં એક લેખક લખે છે કે જીંદગીનો મુગટ અને કીર્તિ ચારિત્ર્ય છે. વળી ચારિત્ર્ય એ મનુષ્યનો ઉત્તમ ખજાનો છે અને ચારિત્ર્ય કેળવવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

**ચારિત્ર્યનું બંધારણ**

જેમ પ્રત્યેક માબાપ અથવા વડીલની ફરજ છે કે તેમણે બાળકોના શારીરિક બંધારણની બાલ્યાવસ્થામાંથી કાળજી રાખવી જોઇએ તેમ બાળકોના નૈતિક બંધારણ વિષેની કાળજી રાખવી જોઇએ. ચારિત્ર્યના ઘડતરમાં સંસ્કારનો ફાળો મોટો છે પરંતુ બાળકોને નાની ઉમરમાંથી નીતિને પોષે તેવી સારી ટેવો પાડવામાં આવે તો

તેવી ટેવો તેમના ચારિત્ર્યના બંધારણમાં સારો ભાગ ભજવે એ નિઃશંક છે. વળી, ચારિત્ર્યના ઘડતરમાં કેળવણીની આવશ્યકતા છે. તેથી બાળકોને આપવામાં આવતા પ્રત્યેક શિક્ષણમાં સદ્વર્તનને પોષે તેવી ટેવો પડે તે તરફ પ્રત્યેક વડીલે લક્ષ આપવું જોઇએ.

**ચારિત્ર્યના લાભ.**

ચારિત્ર્યથી અનેક લાભ થાય છે. જે મનુષ્ય ચારિત્ર્યવાન્ છે તે સંપત્તિમાં તથા વિપત્તિમાં ધૈર્યથી પોતાનું કાર્ય કરે છે અને કદાપિ નાહિંમત બનતો નથી. ચારિત્ર્યવાન્ મનુષ્યમાં નિડરતા, સ્વાશ્રય, સંયમ વિ. અનેક સદ્ગુણો આવે છે. ચારિત્ર્યવાન્ મનુષ્ય જનસમાજમાં વિશ્વાસ અને પ્રશંસાને પાત્ર બને છે. વળી, અનેક ચારિત્ર્યવાન્ મનુષ્યો જીવનમાં પ્રગતિ કરી પોતાનાં નામ અમર કરી ગયા છે.

**ઉપસંહાર અને બોધ.**

ચારિત્ર્ય એ જીંદગીનો પાયો છે. જેમ કોઇ ઇમારત મજબુત બનાવવી હોય તો તેનો પાયો મજબુત જોઇએ તેવી રીતે મનુષ્ય જીવનનો દૃઢ વિકાસ ચારિત્ર્ય પર અવલંબે છે. ચારિત્ર્ય એ પ્રત્યેક મનુષ્યનું ભૂષણ છે. સદ્વર્તન અને નીતિથી ચારિત્ર્યવાન્ મનુષ્યમાં વિવેક, વિનય આદિ અનેક સદ્ગુણોનો વાસો થાય છે. વળી, "સોબત તેવી અસર" એ ગુજરાતી કહેવત અનુસાર નીતિમાન્ મનુષ્યોનો સહવાસ તથા સારાં પુસ્તકોનો અભ્યાસ ચારિત્ર્યના વિકાસમાં હિતકારી છે એ નિઃસંશય છે.

ચારિત્ર્યહીન મનુષ્ય અધોગતિને માર્ગે જાય છે. સંસ્કૃતમાં કહ્યું છે કે विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः । (અર્થાત્ વિવેકશૂન્ય મનુષ્યનો વિનાશ સો તરફથી થાય છે.) ચારિત્રવાન્ મનુષ્ય અનેક સદ્ગુણોથી પોતાનું તથા અન્યનું કલ્યાણ કરી શકે છે. આ ઉપરથી

પ્રત્યેક મનુષ્યે પોતાની પવિત્ર ફરજ સમજી ચારિત્ર્યવાન્ થવા અહર્નિશ સતત્ પ્રયાસ કરવો જોઇએ અને વડીલોએ નાનાં બાળકોને બાલ્યાવસ્થામાંથી સારી ટેવો પડે તે તરફ લક્ષ આપવું જોઇએ.

## શારીરિક સ્વાસ્થ્ય

### “ પહેલું સુખ તે જાતે નર્યા. ”

**નામ તથા સમજુતી.**

શરીરની તંદુરસ્તી અથવા આરોગ્યને શારીરિક સ્વાસ્થ્ય કહેવામાં આવે છે. ઉપર્યુક્ત ગુજરાતી લોકપ્રિય કહેવત આરોગ્યની મહત્તા દર્શાવે છે. જો મનુષ્ય રોગગ્રસ્ત હોય તો તે ગમે તેટલો વિદ્વાન્ અથવા ધનિક હોય તેમ છતાં તે આર્થિક, સામાજીક, ધાર્મિક અથવા અન્ય કંઈ કાર્ય કરી શકે નહિ તે સ્પષ્ટ છે. અર્થાત્, દરેક પ્રવૃત્તિનો મૂળ આધાર આરોગ્ય પર રહે છે. સંસ્કૃતમાં કહ્યું છે કે शरीरमाद्यं खलु धर्मसाधनम्। એટલે ધર્મ બજાવવામાં શરીર પ્રથમ સાધનરૂપ છે. તે ઉપરાંત શરીર અને મનનો નિકટ સંબંધ સુવિદિત છે, અને તેથી આરોગ્યની અથવા રોગની અસર માનસિક શકિતઓ પર પણ થાય છે. રોગી મનુષ્યની અસર તેના કુટુંબમાં તથા સમાજમાં પણ થાય છે. જો કુટુંબનો એક સભ્ય રોગી હોય તો તે જાતે દુઃખી અને પરાશ્રિત બને છે અને તેનાં નિકટનાં સગાંસંબંધીઓ દુઃખી થાય છે. જો કુટુંબનો વડીલ જેના પર સર્વ કુટુંબની આજીવિકાનો આધાર હોય તે નિરોગી ન હોય તો તે કુટુંબનાં મનુષ્યો દુઃખી થાય તથા તે કુટુંબની આર્થિક સ્થિતિમાં મંદતા આવે. ટુંકમાં, દરેક કુટુંબ. શહેર અથવા દેશની ખરી દોલત તે કુટુંબ, શહેર અથવા દેશના લોકોની તંદુરસ્તીમાં છે.

**આરોગ્ય જાળવવાનાં મુખ્ય સાધનો.** આરોગ્યના અનેક ફાયદાઓ છે તથા સર્વ પ્રવૃત્તિઓનો મૂળ આધાર તેના પર છે તો આવા કલ્પતરૂ જેવા આરોગ્યને જાળવવા નિરોગી મનુષ્યે શા શા મુખ્ય નિયમો સામાન્યતઃ પાળવા જોઇએ તેનું જ્ઞાન દરેક મનુષ્યે પ્રાપ્ત કરવું જોઇએ.

**ખોરાક.** મનુષ્યના સ્વાસ્થ્ય સારૂ સાદા, પૌષ્ટિક અને અનુકૂળ ખોરાકની અત્યંત જરૂરીઆત છે. વળી, પ્રત્યેક મનુષ્યે ખોરાક લેવામાં નિયમિત અને મિતાહારી બનવું જોઇએ. મિતાહારી બનવું એટલે નિત્યના નિયમ મુજબ રૂચિ પ્રમાણે ખોરાક લેવો તે. રૂચિ સિવાય ગમે તે સમયે ખોરાક લેવાથી તંદુરસ્તી બગડે છે અને કબજીઆત વિ. રોગો ઉત્પન્ન થાય છે. લગ્ન જેવા શુભ પ્રસંગોએ જ્યારે જ્ઞાતિમાં જમણ પ્રસંગ હોય તેવા સમયે મિતાહારી રહેવું એ અવશ્ય જરૂરનું છે કારણ કે ચાલુ જમણ પ્રસંગોમાં મિષ્ટાન્નનું વધુ સેવન થતાં તંદુરસ્તી જોખમમાં પડે તેવો સંભવ રહે છે. "ખાનપાનને ખાતર જીંદગી નથી, પણ જીંદગી ખાતર ખાનપાન છે" એ કહેવત લક્ષમાં રાખી તેનો સદુપયોગ કરવામાં આવે તો તંદુરસ્તીમાં વૃદ્ધિ થાય. કબજીઆત જેવા રોગો પણ ખોરાકમાં સંયમ અને નિયમિતતા કેળવવાથી કેટલેક અંશે દૂર કરી શકાય. તે ઉપરાંત કબજીઆત વિ. રોગોની ફરીઆદ દૂર કરવામાં મહીનામાં એકાદ બે ઉપવાસ કરવામાં આવે તો તે લાભદાયી નીવડે તે સ્પષ્ટ છે. ઋતુઓને અનુસરીને ખોરાક લેવામાં આવે તો તે પણ સ્વાસ્થ્યમાં વૃદ્ધિ કરે તે નિઃશંક છે. શિઆળાની ઋતુમાં પુષ્ટિકારક અને શક્તિવર્ધક પદાર્થોના યથાશક્તિ સેવનથી શક્તિ અને સ્વાસ્થ્યમાં અભિવૃદ્ધિ થઈ શકે તેમજ વર્ષાઋતુમાં જરૂરી ઉપવાસો રોગમુક્ત રહેવામાં મદદ રૂપ થાય અને તેથી તેમનું સેવન ઇચ્છનીય છે.

**પાણી** — ખોરાક જેવી અગત્યની વસ્તુ પાણી છે. પાણી નિર્મળ હોવું જોઈએ એ ખાસ અગત્યનું છે.

**હવા** — સ્વાસ્થ્ય સારૂ ત્રીજું સાધન હવા છે. ચોકખી અને ખુલ્લી હવામાં ફરવાથી મનુષ્ય નિરોગી બને છે. "સો દવા અને એક હવા" એ પ્રચલિત કહેવત પરથી હવા રોગ દૂર કરવામાં કેટલી ઉપયોગી છે તે સમજી શકાય છે; મુખ્યત્વે કરીને, ક્ષયના દર્દીઓને ચોકખી હવા એક મહાન્ ઔષધિ સમાન છે. અને તેથીજ ડોકટરો તેવા દર્દીઓને હવા ખાવાના સ્થળોએ જવાની ભલામણ કરે છે. તે ઉપરાંત, નિરોગી મનુષ્યોએ પણ તંદુરસ્તી જાળવવા રહેવાના મકાનમાં ખુલ્લી હવાની આવજા સારૂ પુરતાં બારીબારણાં હોય તે પર લક્ષ આપવું જોઇએ.

**સ્વચ્છતા** — શારીરિક આરોગ્ય જાળવવામાં સ્વચ્છતા પણ અગત્યનો ભાગ ભજવે છે; તેથી દરેક મનુષ્યની ફરજ છે કે તેણે શારીરિક સ્વચ્છતા ઉપરાંત દરેક અગત્યના વિષયમાં સ્વચ્છતા રાખવી જોઇએ. સારાંશકે, સ્વચ્છ ખોરાક, સ્વચ્છ જળ, સ્વચ્છ કપડાં, સ્વચ્છ ગૃહ અને સ્વચ્છ વાતાવરણ આરોગ્યવર્ધક અને આનંદજનક છે.

**કસરત** — શારીરિક સ્વાસ્થ્યના રક્ષણાર્થે કસરત પણ એક અગત્યનું સાધન છે. વ્યાયામથી શરીર તંદુરસ્ત રહે છે એટલુંજ નહિ પણ શરીર સુદૃઢ અને સ્ફુર્તિવાળું બને છે; તેથી, વ્યાયામની આવશ્યકતા અનિવાર્ય છે. વ્યાયામના અનેક પ્રકાર છે અને તેમાંથી કોઇપણ કસરત પ્રત્યેક મનુષ્યે નિયમસર અલ્પસમય સારૂ પણ અવશ્ય કરવી જોઇએ. જો કોઈ પ્રકારની કસરત ન બને તો ખુલ્લી હવામાં ચાલવાની કસરત અવશ્ય કરવી જોઇએ, કારણ કે તેમ કરવાથી

શરીરને કસરત અને ચોકખી હવાનો લાભ મળે છે. હંમેશના નિત્યકર્મ મુજબ કસરત અવશ્ય કરવી જોઇએ તેવું પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ અને તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ.

**આરામ**

આરોગ્યની દૃષ્ટિએ કસરત ઉપરાંત આરામની જરૂર છે. દિવસના શ્રમ પછી રાત્રિના સમયે નિદ્રા લેવાની દરેક મનુષ્યને આવશ્યકતા છે. એકાદ બે રાત્રિ ઉજાગરો કરવામાં આવે તો શરીરમાં બેચેની અને સુસ્તાઇ આવે અને કોઈ વખત મંદવાડ પણ આવે. આરામ સિવાય શારીરિક તથા માનસિક સ્વસ્થતા જાળવી શકાય નહિ તેથી દરેક મનુષ્યે નિયમસર રાત્રિના સમયમાં નિદ્રા લેવી જોઇએ, વળી, બાળકોની બાબતમાં આરામની વધારે આવશ્યકતા હોય છે તેથી તેમને દિવસના સમયમાં પણ જરૂરી આરામ આપવો જોઇએ. વળી, નીચે દર્શાવેલી ગુજરાતી લોકપ્રિય કહેવત પર પણ લક્ષ આપવું જોઇએ.

"રાતે વહેલા જે સૂઈ, વહેલા ઉઠે વીર
બળ, બુદ્ધિ, ધન બહુ વધે, સુખમાં રહે શરીર"

**માનસિક વિચારોની શરીર પર અસર**

માનસિક વિચારોની પણ આરોગ્ય પર અસર થાય છે, અને તેના પર આરોગ્યનો કેટલો બધો આધાર છે તે પ્રત્યેક મનુષ્યે સમજવું જોઈએ. શરીર અને મનનો નિકટ સંબંધ છે, અને તેથી સારા અથવા ખોટા વિચારોની શરીર પર અસર થાય છે, તેથી દરેક મનુષ્યે પ્રતિદિન આનંદી રહેવું જોઇએ અને હંમેશાં સારા વિચારો કરવા જોઇએ. આનંદરૂપી સૂર્યના કિરણો ફેલાવાથી પ્રત્યેક મનુષ્ય પોતાનું આરોગ્ય સુધારશે એટલુંજ નહિ,પરંતુ અન્ય મનુષ્યોને પણ

આરોગ્યની વૃદ્ધિ કરવામાં મદદ રૂપ થઇ પડશે; તેથી ભય, ચિંતા, અને દુઃખના વિચારોનો ત્યાગ કરી સારા વિચારોનું સેવન કરવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

**નીતિની આરોગ્ય પર અસર**

આરોગ્ય જાળવવા દરેક મનુષ્યે નીતિમાન્ અને ચારિત્ર્યવાન્ બનવું જોઇએ. અફીણ, ગાંજો, દારૂ ઇત્યાદિ માદક પદાર્થોના સેવનની કુટેવોથી અને અન્ય વ્યસનોથી દરેક મનુષ્યે દૂર રહેવું જોઇએ, અને જે મનુષ્યો તેવી કુટેવો અને વ્યસનોના ભોગ બન્યા હોય તેમણે ક્રમે ક્રમે તેમાંથી મુક્ત થવાના પ્રયાસ કરવા જોઇએ.

**જાહેર તંદુરસ્તી**

શહેરમાં તથા અન્ય સ્થળોએ જ્યાં મ્યુનિસિપાલિટી હોય છે ત્યાં જાહેર તંદુરસ્તીની સલામતી સારૂ મ્યુનિસિપાલિટી તરફથી દેખરેખ રાખવામાં આવે છે. વળી, જાહેર તંદુરસ્તીના લાભ સારૂ કાયદાઓ પણ ઘડવામાં આવેલા છે; તેથી, શારીરિક સ્વાસ્થ્યથી થતા અનેક ફાયદાઓ ધ્યાનમાં લઇ પ્રત્યેક મનુષ્યે આરોગ્ય જાળવવા તથા જનસમાજની જાહેર તંદુરસ્તીની યોગ્ય સલામતી રહે તે પર લક્ષ આપવું જોઇએ.

**ઉપસંહાર અને બોધ**

જેમ એકડા વિના સો મીડાં નકામાં છે તેમ આરોગ્ય સિવાય સર્વ અન્ય સાધનો નકામાં થઈ પડે છે. શારીરિક સંપત્તિ સિવાયનો મનુષ્ય દ્રવ્યસંપત્તિનો પણ યથાર્થ ઉપયોગ કરવામાં કેટલીક વખત અસમર્થ બને છે; તેથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે રોગરૂપી દુસ્મનથી રક્ષણ પ્રાપ્ત કરવા રોગ ન થાય તેની કાળજી રાખવી જોઇએ અને રોગગ્રસ્ત થતાં યોગ્ય સારવાર કરી આરોગ્ય પ્રાપ્ત

કરવું જોઇએ. સારાંશ કે, દરેક મનુષ્યે પોતાની પવિત્ર ફરજ સમજી શારીરિક આરોગ્ય પર પ્રથમ લક્ષ આપવું જોઇએ.

## પરોણાગત

सर्वस्याभ्यागतो गुरुः। (हितोपदेश)

(ભાવાર્થ:—અતિથિ સર્વને પૂજનીય છે.)

**નામ તથા સમજુતી** પરોણાગત (પરોણા–મેમાન+આગત–આવેલા) એટલે આવેલા અતિથિનો આદરસત્કાર કરવો તે. પરોણાગત કરવી એ સદ્‌ગૃહસ્થનું લક્ષણ છે. અતિથિનો આદરસત્કાર કરવાનો રિવાજ જુના સમયથી છે, અને તે પ્રશંસનીય છે કારણ કે અતિથિ તરફ પ્રેમ અને માનની ભાવનાથી વર્તવું એ પ્રત્યેક સદ્‌ગૃહસ્થની ફરજ છે. તે ઉપરાંત અનેક પ્રસંગોએ જાહેર પુરુષોનો તથા મોટા અધિકારીઓનો સત્કાર કરવા સ્વાગત સમિતિઓ પણ નીમવામાં આવે છે. આવી રીતે, સ્વાગત કરવાનો રિવાજ સર્વત્ર છે એ સ્પષ્ટ છે.

અરસપરસ પરોણાગત કરવી એ જગતનો વ્યવહાર છે. ઉપરાંત, **પરોણાગતથી થતા લાભ** પરોણાગતથી યજમાન અને અતિથિની સદ્‌ભાવનાઓનો વિકાસ થાય છે તથા પરોણાગત કરનારની જનસમાજમાં આબરૂ વધે છે.

યજમાને અતિથિનો સારી વાણીથી આદરસત્કાર કરવો **પરોણાગત કરવાની રીત** જોઇએ. અને અતિથિને સંતોષ થાય તેવી રીતે તેની સાથે વર્તવું જોઇએ. ગુજરાતીમાં કહ્યું છે કે:—

"આવ નહિ, આદર નહિ, નહિ નેનમેં નેહ,
તે ઘર કદી ન જઈએ, કંચન વરસે મેહ"

[ભાવાર્થ—જે સ્થળે આદરસત્કાર કરવામાં આવતો નથી તથા જ્યાં નેત્રમાં અમી નથી તે સ્થળે સોનાનો વરસાદ વરસે તો પણ મનુષ્યે જવું ન જોઇએ.]

આથી અતિથિને સંતોષ થાય તેવી રીતે માનપૂર્વક પ્રત્યેક યજમાને તેના તરફ વર્તવું જોઇએ.

**ઉપસંહાર અને બોધ** પ્રત્યેક મનુષ્યે અતિથિનો આદરસત્કાર કરવો જોઈએ. જે મનુષ્યો અતિથિનો સત્કાર કરતા નથી તેઓની આબરૂને હાનિ થાય છે. સદ્‌ગૃહસ્થ મનુષ્યો વિપત્તિના સમયમાં પણ અતિથિની પરોણાગત કરવાનું ચૂકતા નથી. પ્રત્યેક મનુષ્યે સમજવું જોઈએ કે તેની સદ્‌ગૃહસ્થ તરીકે ફરજ છે કે તેણે યથાશકિત પરોણાગત કરવી જોઇએ અને તેણે તે યોગ્ય રીતે બજાવવી જોઈએ.

## સુખદુઃખ

**कस्यैकान्तं सुखमुपगतो दुःखमेकान्ततो वा।**
**नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥**

[ભાવાર્થઃ—કયા મનુષ્યને સદા સુખ હોય છે અને કયા મનુષ્યને નિરંતર દુઃખ હોય છે. મનુષ્યની અવસ્થા ચક્રના પરિઘની માફક ઉપર આવે છે અને નીચે જાય છે.]

**નામ તથા સમજુતી.** સામાન્યતઃ પ્રત્યેક મનુષ્યના જીવનમાં સુખદુઃખના પ્રસંગો આવે છે. આ જગતમાં ધનવાન્ મનુષ્યો દશાના પરિબળે નિર્ધન બને છે, અને સશકત મનુષ્યો રોગી અને અશકત બને છે. વળી, અનેક નિર્ધન મનુષ્યો ધનવાન્ બને છે અને અશકત મનુષ્યો

સશક્ત બને છે. આવી રીતે, મનુષ્યો સુખમાંથી દુઃખમાં અને દુઃખમાંથી સુખમાં આવે છે. સંસ્કૃતમાં એક લેખક લખે છે કે:—

सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
द्वयमेतद्धिजन्तूनामलंध्यंदिनरात्रिवत् ॥

(ભાવાર્થ:—સુખની પછી દુઃખ અને દુઃખની પછી સુખ. એ જન્તૂઓથી રાત્રિ અને દિવસની માફક ન ઓળંગી શકાય તેવું દ્વંદ્વ છે).

**સુખ સમયમાં મનુષ્યની ફરજ**

પ્રત્યેક મનુષ્યે સંપત્તિના સમયમાં નમ્રતાથી વર્તવું જોઇએ. વળી, યત્કિંચિત્ અભિમાન પણ પાપને માર્ગે લઇ જનાર છે તેમ સમજી અભિમાન માત્રનો ત્યાગ કરવો એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. એક લેખક લખે છે કે "યથાશક્તિ પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એજ ઉદયનું ફલ છે" સંપત્તિના સમયમાં પ્રાણી માત્રનું કલ્યાણ કરવાની પ્રાપ્ત થતી તકનો સદુપયોગ કરવો એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. વળી, કહ્યું છે કે धर्मस्य त्वरिता गतिः । (ભાવાર્થ:—ધર્મની ગતિ ઉતાવળી છે). આથી, પ્રત્યેક મનુષ્યથી જે સુકૃત્યો થઇ શકે તે તેણે ત્વરાથી કરવાં જોઇએ. સંપત્તિ સમયમાં પોતાના કુટુંબનું તથા જનસમાજનું કલ્યાણ કરવા પ્રત્યેક મનુષ્યે યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ.

**દુઃખ સમયમાં મનુષ્યની ફરજ**

વિપત્તિના સમયમાં મનુષ્ય માત્રે હિંમત રાખવી જોઇએ. દુઃખના સમયમાં શાંતિ અને ધૈર્ય રાખવાથી મનુષ્ય દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય શોધી શકે છે. પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે આફતો અને મુશ્કેલીઓ છતાં પોતાની ફરજ શાંતિ, હિંમત અને દૃઢતાથી બજાવવી જોઇએ. જે મહાન્ પુરૂષોએ

સુખના તથા દુઃખના સમયમાં પોતાની ફરજ બજાવી છે તેમનાં દૃષ્ટાંતો અનુકરણીય છે. વળી, જેમ મનુષ્યે સુખ સમયમાં ઉન્મત્ત ન બનવું જોઇએ તેમ દુઃખ સમયમાં ગભરાઈ જવું ન જોઇએ, પરંતુ શાંતિ અને હિંમતથી પોતાની ઉન્નતિ કરવા યથાશક્તિ પ્રયાસ કરવો જોઇએ. વળી, પ્રત્યેક મનુષ્યે નીચે દર્શાવેલી કવિતા લક્ષમાં રાખવી જોઇએ :—

" સુખ સંમયમાં છકી નવ જવું, દુ:ખમાં ન હિંમત હારવી,
સુખ દુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉર ઉતારવી. "

## સમયની કીંમત

नष्टं द्रव्यं प्राप्यते ह्युद्यमेन
नष्टा विद्या लभ्यतेऽभ्यास युक्तया ।
नष्टारोग्यं सूपचारैः सुसाध्यम्
नष्टावेला या गता सा गतैव ॥

[ ભાવાર્થ:—ધનનો નાશ થાય તો તે ઉદ્યમથી મેળવી શકાય છે. નષ્ટ થએલી વિદ્યા એકચિત્તથી અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે. શરીર રોગગ્રસ્ત બન્યું હોય તો સારી ઔષધિના સેવનથી સ્વસ્થ બનાવી શકાય છે, **પરંતુ ગએલો વખત પાછો આવતો નથી.**

**સમયની કીંમત**

ઉપર્યુક્ત શ્લોકમાં દર્શાવ્યા મુજબ સમયની કીંમત કેટલી છે તે દરેક મનુષ્યે સમજવું જોઇએ. સરિતાના જળના પ્રવાહની માફક સમય પણ ગયા પછી પાછો આવતો નથી એ વાત સુવિદિત છે. પ્રત્યેક મનુષ્યે ઉદ્યોગી બનવું જોઇએ અને ઉદ્યોગ કરવા સમયની જરૂર છે એ સ્પષ્ટ રીતે સમજવું જોઇએ. વળી, પ્રત્યેક મનુષ્યે દરેક કાર્ય નિયમસર અને વખતસર કરવાની ટેવ પાડવી જોઇએ.

**સમયના દુરૂપયોગથી થતા ગેરલાભ**

સમયના દુરૂપયોગથી કેટલા ગેરલાભ થાય છે તે સામાન્ય રીતે સર્વ કોઇ જાણે છે. "નવરો બેઠો નખોદ વાળે" એ કહેવત સુવિદિત છે. અર્થાત્, મનુષ્ય કાર્ય કરવામાં ઉદ્યોગી ન રહે અને નવરો બેસે તો કોઇ અયોગ્ય કાર્ય કરવા પ્રેરાય છે. રેલ્વે સ્ટેશનો પર તથા અન્ય જાહેર સ્થળોમાં કેટલાક લોકો સમય નકામો ગાળતા જોવામાં આવે છે. સમયના દુરૂપયોગથી મનુષ્યને તેનાં કર્તવ્યો કરવાનો સમય ઓછો થાય એટલું જ નહિ પરંતુ તેવા મનુષ્યની નૈતિક તથા અન્ય અધોગતિ થવાનો સંભવ છે.

**સમયના સદુપયોગથી થતા લાભ**

સમયના સદુપયોગથી ઉદ્યોગ જેવો મહાન્ ગુણ પ્રાપ્ત થાય છે. નિશાળો તથા કોલેજોમાં ટાઇમ ટેબલો હોય છે અને તેનો અર્થ એ છે કે સર્વ કાર્ય વખતસર થાય. મોટા અમલદારો તથા આગેવાન જાહેર કાર્યકરો પોતાના કાર્યક્રમ પ્રથમથી નક્કી કરે છે જેથી દરેક કાર્ય વખતસર અને નિયમસર થાય.

અંગ્રેજીમાં કહેવત છે કે મનુષ્યજીવનનું માપ તેના આયુષ્યમાં નથી પરંતુ તેના કાર્યોમાં છે. આ કહેવતની મતલબ એવી છે કે જીવનની સાર્થકતા સ્વકર્તવ્ય કરવામાં છે. મનુષ્યે સમયની કીંમત સમજવી જોઇએ એટલું જ નહિ પરંતુ મનુષ્યજીવનનો દરેક સમય સરખો હોતો નથી તે પણ યથાર્થ સમજવું જોઇએ. વળી, અવસરો અને સારા પ્રસંગોની કીંમત મનુષ્યે સમજવી જોઇએ. મહાન્ અંગ્રેજી નાટયકાર શેકસપીઅર કહે છે કે મનુષ્યની જીંદગીમાં કેટલાક અવસરો આવે છે જેનો ઉપયોગ મનુષ્યોએ અવશ્ય કરવો કરવો જોઈએ, અને જો તે અવસરોનો લાભ લેવામાં ન આવે તો

મનુષ્યની જીંદગી સંકટ, દુઃખ વિગેરેમાં નાશ પામે છે. ગુજરાતી ભાષામાં "ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ" એ કહેવત પ્રસિદ્ધ છે.

**ઉપસંહાર અને બોધ**

મહાપુરૂષો જે જે મહાન્ કાર્યો કરે છે તે સતત્ ઉદ્યોગ અને વખત સિવાય થતાં નથી. મનુષ્યજીવનના સમયમાંથી બાલ્યાવસ્થાનો, માંદગીનો વિ. સમય બાદ કરતાં અનેક કાર્યો સારૂ અલ્પ સમય રહે છે તેથી મનુષ્ય માત્રે ચાલુ સમયનો સદુપયોગ કરવો જોઇએ. તે ઉપરાંત, સંસ્કૃતમાં કહ્યું છે કેઃ—

श्वः कार्यमद्यकुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
नहि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

[ભાવાર્થઃ—(મનુષ્યે) આવતી કાલનાં કાર્યો આજે કરવાં જોઇએ, અને બપોર પછીનાં કાર્યો દિવસના પ્રથમ ભાગમાં કરવાં જોઇએ, કારણ કે મનુષ્યનાં કાર્યો થયાં છે કે નહિ તે મૃત્યુ જોતું નથી.]

સારાંશ કે, પ્રત્યેક મનુષ્યે સમજવું જોઈએ કે આ જીંદગીનો વિશ્વાસ નથી અને તેથી સમય નકામો જવા દેવો જોઇએ નહિ. વળી, ઉપર્યુક્ત સર્વ વિવેચન પરથી મનુષ્ય માત્રે સ્પષ્ટ સમજવું જોઇએ કે સમય અમૂલ્ય છે અને મનુષ્યજીવનની પવિત્ર ફરજો બજાવવા મનુષ્યે નિરંતર ચાલુ સમયનો સદુપયોગ કરવો જોઇએ.

## જીવનચરિત્ર

**નામ તથા સમજુતી** જીવનચરિત્ર એટલે મનુષ્યના જીવનનો ઇતિહાસ. આથી, જીવનચરિત્રના પુસ્તકમાં મનુષ્યની જીંદગીના ખાસ પ્રસંગોનો હેવાલ હોય છે.

**જીવનચરિત્રના વાંચનથી થતા લાભ** ગુજરાતીમાં કહેવત છે કે "સોબત તેવી અસર." સારાં પુસ્તકોના અભ્યાસથી મનુષ્ય જીવનપર તેઓની સચોટ છાપ પડે છે. નાટક, વાર્તાઓ. વિ. પુસ્તકોના વાંચનમાં મનુષ્ય કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરે છે પરંતુ જીવનચરિત્રના વાંચનમાં જીવનના તાદૃશ્ય પ્રસંગો વાંચક સમક્ષ ઉપસ્થિત થયેલા હોય છે અને તેથી જીવનચરિત્રના પુસ્તકોના વાંચનની અસર વાંચકવર્ગ પર સચોટ અને સ્પષ્ટ થાય છે.

કોઇ મહાન્ પુરૂષનું જીવનચરિત્ર એટલે તે મહાન્ પુરૂષના વાસ્તવિક જીવન પ્રસંગોનું વર્ણન અને તે પુસ્તકના વાંચનથી તે મહાન્ પુરૂષની માનસિક, નૈતિક તથા અન્ય વિશિષ્ટતાઓથી વાંચક પરિચિત બને છે. સામાન્યતઃ અનુકરણ કરવું એ મનુષ્યસ્વભાવ છે, અને તેથી મહાન્ પુરૂષના જીવનચરિત્રના વાંચનથી વાંચકવર્ગને સદ્દવૃત્તિ કેળવી ઉચ્ચ બનવાની પ્રેરણા અને પ્રોત્સાહન મળે છે. આવી રીતે, મહાન્ પુરૂષોના જીવનચરિત્રોનું વાંચન સર્વ મનુષ્યોને લાભપ્રદ અને રસપ્રદ બને છે.

**દૃષ્ટાંતો** રામાયણ અને મહાભારત એ ઉત્તમ ધાર્મિક ગ્રંથો છે. રામાયણના વાંચનથી શ્રી રામચંદ્રજી વિગેરેની ઉત્તમ નીતિ અને ધર્મની છાપ વાંચકવર્ગ પર પડે છે તથા મહાભારતના અભ્યાસથી વાંચકવર્ગને પાંડવોની

ધર્મપરાયણતાનો ઉત્તમ દૃષ્ટાંત મળે છે. ધ્રુવાખ્યાન, નળાખ્યાન વિ. આખ્યાનોના વાંચનથી વાંચક વર્ગ પર નીતિની સ્પષ્ટ છાપ પડે છે. પૂ. મહાત્મા ગાંધીજીએ "આત્મકથા" અથવા "સત્યના પ્રયોગો" નામનું પુસ્તક લખ્યું છે અને તેના વાંચનથી પૂ. ગાંધીજીની સત્યપરાયણતાની છાપ વાંચકપર પડે છે. આવી રીતે, મહાન્ પુરૂષોના જીવનચરિત્રોના અભ્યાસથી તે મહાન્ પુરૂષોની અનેક વિશિષ્ટતાઓની સચોટ છાપ વાંચકવર્ગ પર પડે છે.

**ઉપસંહાર અને બોધ,**

એક સુપ્રસિદ્ધ લેખક અંગ્રેજીમાં લખે છે જેનો ભાવાર્થ એવો છે કે મહાન્ પુરૂષોનાં જીવન મનુષ્યને વારંવાર સૂચન કરે છે કે મનુષ્ય પોતાની જીંદગી સારી અને ઉમદા બનાવી શકે; અને અવસાન પછી પણ સમયરૂપી રેતી પર મનુષ્ય પોતાનાં પગલાં મુકીને જઈ શકે. (અર્થાત્, મનુષ્ય ચિરસ્થાયી કાર્યો કરી શકે.)

## દેશાટન

"પ્રવાસ કરતાં, દુઃખ કીધેથી સુખ વાધે,
સ્વાર્થ અને પરમાર્થ, દેશનું કારજ સાધે,
પ્રવાસમાં જોવાય ઘાટ અદ્ભૂત ઇશ્વરના.
પહાડ, નદીને, રાન, ઘોઘ રંગ તરવરના,
સમુદ્ર સરવર નીર, જનાવર બહુ જાતોના,
ધન્ય ધન્ય પ્રભુ! જન, સુખી થાયે જોતામાં."

[નર્મદાશંકર]

**નામ તથા સમજુતી**

દેશાટન (દેશ+અટન=ફરવું તે) એ શબ્દનો અર્થ દેશ તથા પરદેશમાં ફરવું તેવો થાય છે. દેશાટનથી અનેક લાભ છે તેથી પ્રત્યેક મનુષ્યને દેશાટન કરવું આવશ્યક છે.

દેશાટનથી સર્વને લાભ થાય છે. વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ પૂર્ણ કરી દેશાટન કરે તો તેમને જીવનની અનેક બાબતોનું ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત થાય છે. મહાન્ લેખકોએ પણ પ્રવાસ કરેલા હોય છે. વળી, વેપારી તથા ધંધાદારી મનુષ્યો દેશાટનથી વેપાર તથા હુન્નરકળા વિષેનું વિધવિધ જ્ઞાન પ્રાપ્ત કરી દેશમાં વેપાર તથા હુન્નરકળાનો વિકાસ કરી શકે. તે ઉપરાંત, દેશાટનથી મનુષ્યની માનસિક શકિતઓની ખીલવણી થાય છે. ભિન્નભિન્ન પ્રાંત અને દેશના લોકોની ધાર્મિક, સામાજીક, આર્થિક તથા રાજકીય સ્થિતિનું અવલોકન કરવાથી મનુષ્ય પોતાની તથા અન્ય મનુષ્યોની પ્રગતિ કરવામાં શકિતમાન્ બની શકે છે.

**દેશાટનથી થતા લાભ**

દેશાટનથી મનુષ્ય દેશપરદેશનાં સૃષ્ટિસૌંદર્યનાં સ્થળો નિહાળી અત્યંત આનંદ પ્રાપ્ત કરે છે. વળી, દેશાટન કરતી વખતે મનુષ્યે પોતાની આંખ અને અકકલનો પૂર્ણ ઉપયોગ કરવો જોઇએ કે જેથી મુસાફરીથી જ્ઞાન અને આનંદ પ્રાપ્ત થાય.

શેકસપીઅર નામના એક મહાન્ અંગ્રેજી કવિ એવી મતલબનું લખે છે કે સર્વદા ગૃહમાં નિવાસ કરનાર યુવાનોની બુદ્ધિ સંકુચિત હોય છે. દેશાટન ન કરવાથી મનુષ્યની બુદ્ધિ 'કૂપમંડુક' જેવી રહે છે. વળી, દેશાટન સિવાય એક દેશના લોકો અન્ય દેશોના લોકો સાથે સંબંધમાં આવે નહિ અને તેથી દેશાટનની આવશ્યકતા સ્પષ્ટ છે.

**દેશાટન ન કરવાથી થતા ગેરલાભ**

પ્રાચીન સમયમાં મનુષ્યો દેશાટન કરતા હતા. તે સમયમાં દેશાટન કરનાર મનુષ્યોને આજનાં જેવાં સાધનો ન હતાં, અને તેથી પરદેશમાં દેશાટન કરનાર મનુષ્યોને અનેક કષ્ટ અને વિઘ્નો સહન કરવાં

**ઉપસંહાર અને બોધ**

પડતાં હતાં. પરંતુ હાલના સમયમાં મનુષ્યોને રેલ્વે, મોટરો અને આગબોટોના સાધનોથી જમીન માર્ગે અને જળમાર્ગે દેશાટન કરવામાં અત્યંત સુગમતા પડે છે. દેશાટનથી અનેક લાભ થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે આધુનિક સમયની સગવડતા અને સુગમતાનો લાભ યથાશક્તિ લેવો જોઇએ અને યથાશક્તિ જનમંડળનું કલ્યાણ કરવું જોઇએ.

## કહેવતો :—

### " સોબત તેવી અસર "

**નામ તથા સમજુતી**

આ ટુંકી પણ સચોટ ગુજરાતી કહેવત લોકપ્રિય અને અતિ મહત્વની છે. આ કહેવતનો અર્થ એવો છે કે મનુષ્ય માત્રને તેની આસપાસના વાતાવરણની અસર થાય છે. અર્થાત્, ચારિત્ર્યવાન્ મનુષ્યોના સંપર્કમાં આવવાથી મનુષ્યની નીતિપર સારી છાપ પડે છે, જ્યારે દુષ્ટ મનુષ્યની સોબતથી મનુષ્ય પર ખરાબ અસર થાય છે. કહ્યું છે કે " જેને જેવો સંગ, રંગ પણ તેવો બેસે. "

જો એક સફરજનના ઢગલામાં એક ખરાબ સફરજન મુકવામાં આવ્યું હોય, તો અનેક સફરજનો ખરાબ થાય. આવી રીતે, દુષ્ટ કર્મ કરનાર મનુષ્યોના સહવાસથી મનુષ્ય પર હાનિકારક અસર થવાનો સંભવ છે તે સ્પષ્ટ છે.

**ઉપસંહાર અને બોધ**

આસપાસના વાતાવરણની તથા સોબતની અસર પુખ્ત વયના મનુષ્યો પર વધુ પ્રમાણમાં થતી નથી, કારણ કે તેઓની બુદ્ધિ વિકાસ પામેલી હોય છે અને ચારિત્ર્ય ઘડાએલાં હોય છે, પરંતુ સોબતની અસર નાનાં બાળકો પર વધુ પ્રમાણમાં થાય છે અને તેથી વડીલોએ નાનાં બાળકો ખરાબ સોબતથી કુટેવો ન શીખે અને સારી સોબતથી સારી ટેવવાળા બને તે તરફ અવશ્ય લક્ષ આપવું જોઇએ.

## "પારકી આશ સદાનિરાશ"

**નામ અને સમજુતી** આ ગુજરાતી કહેવતનો અર્થ એવો છે કે અન્ય મનુષ્યપર આધાર રાખવાથી મનુષ્યને સદા નિરાશ થવાનું બને છે. અર્થાત્, પ્રત્યેક મનુષ્યને પોતાના કાર્યને માટે જેવી કાળજી અને લાગણી હોય તેવી અન્ય મનુષ્યનામાં સામાન્યતઃ હોતી નથી, અને તેથી અન્ય મનુષ્યપર આધાર રાખવાથી જ્યારે કાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્ય ઉપર્યુક્ત કહેવત યાદ કરે છે. આ કહેવતનો અર્થ એવો નથી કે મનુષ્યે અન્ય મનુષ્યપર કોઇ કાર્યનો આધાર ન રાખવો પરંતુ તેનો અર્થ એવો છે કે મનુષ્ય માત્રે યથાશકિત સ્વાશ્રયી બનવું જોઇએ.

**દૃષ્ટાંત** સ્વાશ્રયના ઉદાહરણ તરીકે લાવરી અને તેનાં બચ્ચાંની વાર્તા પ્રસિદ્ધ છે. તે વાર્તા દર્શાવે છે કે જ્યાંસુધી ખેતરનો માલીક જાતે ખેતર લણવા ન આવ્યો ત્યાંસુધી લાવરી તેનાં બચ્ચાંને લઈ અન્ય ખેતરમાં ગઇ નહિ. વળી, જ્યાંસુધી ખેતરના માલીકે અન્ય મનુષ્યો પર આધાર રાખ્યો ત્યાંસુધી તે કંઈ કાર્ય કરી શક્યો નહિ; પરંતુ જ્યારે ખેતરના માલીકે જાતે ખેતર લણવાનો નિશ્ચય કર્યો ત્યારે તે લાવરી તેનાં બચ્ચાંને લઇ અન્ય ખેતરમાં ગઈ; અર્થાત્, પ્રત્યેક મનુષ્ય માટે વિજયની ચાવી સ્વાશ્રયમાં છે.

**ઉપસંહાર અને બોધ** સ્વતંત્રતાનું મૂળ સ્વાશ્રયમાં છે. સ્વાશ્રયી મનુષ્ય પ્રગતિ કરી શકે છે. પારકાપર આશા રાખનાર મનુષ્ય પરાધીન બને છે અને તેવા મનુષ્યની સ્થિતિ એક અપંગ અને અશકત મનુષ્ય જેવી થાય છે. વળી કહ્યું છે કે, "આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ." તેથી,

મનુષ્યમાત્રે જે કાર્ય પોતાને કરવાનું હોય તે કરવા અન્ય મનુષ્યપર આધાર રાખવો ન જોઈએ. વળી, મનુષ્યમાત્રની ફરજ છે કે તેણે ધૈર્ય, સ્વાશ્રય વિ. સદ્‌ગુણો કેળવવા જોઈએ. વળી, ગુજરાતીમાં કહેવત છે કે "ટીપે ટીપે સરોવર ભરાય, અને કાંકરે કાંકરે પાળ બંધાય" અને તેથી મનુષ્યમાત્રે યથાશકિત સતત્ ઉદ્યોગ કરવો જોઇએ.

## "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ"

**નામ તથા સમજુતી**

આ કહેવતનો અર્થ એવો છે કે જ્યારે મનુષ્યની પડતી આવવાની થાય છે ત્યારે તેની બુદ્ધિ પણ ભ્રષ્ટ થએલી હોય છે. અર્થાત્, મનુષ્યની દુર્દશા થાય તે પહેલાં તેની બુદ્ધિમાં પણ અનિચ્છનીય ફેરફાર થાય છે. વળી, કહ્યું છે કે विवेक भ्रष्टानांभवति विनिपातः शतमुखः। અર્થાત્, વિવેકથી ભ્રષ્ટ થએલા મનુષ્યોની સો રીતે (સારાંશ કે અનેકરીતે) અધોગતિ થાય છે. અંગ્રેજીમાં પણ કહેવત છે કે જે બનાવો થવાના હોય છે તેના પડછાયા પહેલેથી પડે છે.

**દૃષ્ટાંતો**

હિંદુઓના ધર્મગ્રંથો "રામાયણ" અને "મહાભારત" આ કહેવતનું સમર્થન કરે છે. રાવણની કુબુદ્ધિથી તેનો પરાજય થયો તથા કૌરવોએ અનેક છળકપટ કર્યાં છતાં અંતે તેમનો પરાજય થયો એ હકીકત સુવિદિત છે. વળી, કુબુદ્ધિથી દુષ્ટ કર્મ કરનાર મનુષ્યોની ઉન્નતિ થતી નથી તે મનુષ્યમાત્ર નિત્યજીવનના અનુભવ પરથી પણ સમજી શકે છે.

મનુષ્યમાત્રની ફરજ છે કે તેણે પોતાની ઉન્નતિ કરવા સદ્‌બુદ્ધિ રાખી, સદ્વિચારોનું સેવન કરી સત્કાર્યો કરવાં

**ઉપસંહાર અને બોધ** જોઇએ. કુબુદ્ધિ ઉત્પન્ન થતાં મનુષ્યમાત્રે તેને અટકાવવી જોઈએ અને ઉપર્યુક્ત કહેવત યાદ રાખી પોતાની ઉન્નતિ કરવા સદ્‌બુધ્ધિ કેળવવી જોઇએ; સારાંશ કે, મનુષ્યમાત્રે પોતાની પવિત્ર ફરજ સમજી, સદ્‌બુધ્ધિ કેળવી, પોતાની સર્વ રીતે ઉન્નતિ કરવી જોઇએ અને યથાશક્તિ સત્કાર્યો કરવાં જોઇએ.

## “ કરે તેવું પામે અને વાવે તેવું લણે. ”

આ કહેવતનો અર્થ એવો છે કે જે મનુષ્ય જેવાં કર્મ કરે છે તેને તેવાં ફળ મળે છે. અર્થાત્, જે મનુષ્ય સારાં કાર્યો કરે છે તે સારાં ફળ પ્રાપ્ત કરે છે અને જે દુષ્કૃત્યો કરે છે તે ખરાબ ફળ પ્રાપ્ત કરે છે. વળી, “ વાવે તેવું લણે ” એનો અર્થ એવો છે કે જે ખેડુત જેવું વાવે છે તેવું તે લણે છે. અર્થાત્, જે ખેડુત ઘઉંનું વાવેતર કરે છે તે અંતે ઘઉં લણે છે અને જે જારનું વાવેતર કરે છે તે અંતે જાર લણે છે. વળી, જેમ, જારનું વાવેતર કરનાર મનુષ્ય ઘઉં લણવાની આશા ન રાખી શકે તેમ દુષ્ટકર્મથી સત્કર્મના ફળની આશા રાખવી પણ ફોગટ છે. આ કહેવતનો સારાંશ એ છે કે જે મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવાં ફળ તેને પ્રાપ્ત થાય છે.

**સત્કર્મના ફળ સારાં હોય છે** જે મનુષ્ય સત્ય, અહિંસા, પરોપકાર સ્વાશ્રય વિ. અનેક સદ્‌ગુણોનું સેવન કરે છે તે મનુષ્યનું નૈતિક બળ વિકસિત થાય છે. વળી, સત્કર્મનું ફળ લાભદાયી હોય છે તે સ્પષ્ટ છે. જો કોઇ વેપારી પ્રમાણિક હોય છે તો તેની આબરૂમાં વૃદ્ધિ થાય છે અને તેનો વેપાર સારી રીતે ચાલે છે. જેઓ ધર્મ અને નીતિને પંથે ચાલી સત્કર્મ કરે છે તેઓ હિતકર ફળ પ્રાપ્ત કરે છે.

**દુષ્ટ કર્મનું ફળ હાનિકારક હોય છે.**

જે મનુષ્ય દુષ્ટ કર્મનો કરનાર છે તેને હાનિ થાય છે. જુઠું બોલવાથી, અપ્રમાણિકતા રાખવાથી તથા અન્ય અનેક દુર્ગુણોથી મનુષ્યનું નૈતિક બળ ઘટે છે એટલુંજ નહિ પરંતુ જનસમાજમાં જ્યારે તે મનુષ્યનાં દુષ્કૃત્યો ઉઘાડાં પડે છે ત્યારે તે મનુષ્યની આબરૂ ઘટી જાય છે. વળી જેઓ ચોરી, લુંટ, ખુન વિ. અપકૃત્યો કરે છે તેઓ સજાને પાત્ર બને છે અને જ્યારે તેઓની સામેનું તહોમત પુરવાર થાય છે ત્યારે તેઓને સજા થાય છે. ટુંકમાં, દુષ્ટ કર્મોનું ફળ નુકશાનકર્તા હોય છે તે પ્રત્યેક મનુષ્યે સમજવું જોઇએ.

**ઉપસંહાર અને બોધ.**

મનુષ્ય માત્રની ફરજ છે કે તેણે સર્વદા સત્કાર્યો કરવાં જોઇએ. વળી, વડીલોએ બાળકોને નાનપણથી સારી ટેવો પડે તે સારૂ જરૂરી લક્ષ આપવું જોઇએ; અને જે મનુષ્યોને કુટેવો પડેલી હોય તેઓએ તેમાંથી મુક્ત થવા પ્રયાસ કરવો જોઇએ. કેટલીક વખત કાર્યનું તાત્કાલિક ફળ પ્રાપ્ત થતું નથી અને દુષ્ટ કર્મ કરનારાઓ સારાં ફળ ભોગવતા દેખાય છે પરંતુ તેથી આ કહેવત ખોટી છે એમ નથી, પણ મનુષ્ય માત્રે સમજવું જોઇએ કે, તેના કાર્યનું ફળ ઇશ્વરેચ્છા પ્રમાણે તેને યોગ્ય સમયે પ્રાપ્ત થશે.

## "ઉદ્યોગ નસીબદેવીનો જમણો હાથ છે;
## કરકસર તેનો ડાબો હાથ છે."

**નામ તથા સમજુતી**

આ કહેવતનો અર્થ એવો છે કે મનુષ્યના નસીબનો આધાર ઉદ્યોગ તથા કરકસર પર છે. ઉદ્યોગથી મનુષ્યના નસીબનો વિકાસ થાય છે. ગુજરાતીમાં કહેવત છે કે શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે. અર્થાત્, ભાગ્યશાળી મનુષ્ય પુરૂષપ્રયત્નથી પોતાના ભાગ્યનો ઉદય કરી શકે છે.

વળી, ઉદ્યોગથી જે પ્રાપ્ત થાય તેનો મનુષ્યમાત્રે કરકસરથી ઉપયોગ કરવો ઘટે છે. કરકસરથી પ્રત્યેક મનુષ્યને લાભ થાય છે તે સ્પષ્ટ છે તેથી મનુષ્યે પોતાના ભાગ્યનો ઉદય ઉદ્યોગ અને કરકસરથી કરવો જોઇએ.

ઉદ્યોગના બળે અનેક વિદ્વાનોએ વિદ્યા પ્રાપ્ત કરી છે. ઉદ્યોગના પ્રભાવે અનેક ધનિક મનુષ્યોએ ધન પ્રાપ્ત કર્યું છે

**ઉપસંહાર અને બોધ** અને આધુનિક જમાનામાં મનુષ્ય જીવનના ભિન્નભિન્ન ક્ષેત્રોમાં ઉદ્યોગથી પ્રગતિ થએલી સ્પષ્ટરીતે દેખાય છે; તેથી પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે ઉદ્યોગ અને કરકસરના સદ્‌ગુણો અવશ્ય પ્રાપ્ત કરવા જોઈએ, અને વડીલોએ નાનાં બાળકો ક્રમેક્રમે ઉપર્યુક્ત સદ્‌ગુણો બાલ્યાવસ્થામાંથી પ્રાપ્ત કરે તે તરફ અવશ્ય લક્ષ આપવું જોઇએ.

# શબ્દકોષ

અતિથિ—મેમાન
અંતરાય—મુશ્કેલી અડચણ
અર્થસૂચક—અર્થ સૂચવે તેવું
અનાવૃષ્ટિ—વૃષ્ટિ અથવા વરસાદ ન થવો તે
અનિચ્છનીય—ઇચ્છવા જોગ નહિ તે
અનિવાર્ય—દૂર કરી શકાય નહિ તેવું
અનુકરણીય—અનુકરણ કરવા જેવું
અપકૃત્ય—દુષ્ટ કર્મ
અપરિચિત—અજાણ્યું
અભિલાષા—મનોરથ: હોંસ
અભિવૃદ્ધિ—ઉત્તરોત્તર ચઢતી
અલૌકિક—દૈવી; અદ્દભૂત
અવગણના—તુચ્છકાર; નિંદા
અવસાન—મૃત્યુ
અવલંબન—આધાર; આશ્રય
અર્વાચીન—હાલના સમયનું
અહોરાત્રિ—રાત્રિ દિવસ
અહર્નિશ—હંમેશાં; રાત્રિ દિવસ
અસ્તિત્વ—હયાતી
આકુળવ્યાકુળ—ગભરાઇ ગયેલું
આજીજી—કાલાવાલા
આજીવિકા—ભરણપોષણ
આત્મહિત—અંગત સ્વાર્થ
આર્થિક—પૈસા સંબંધી
આધુનિક સમય—ચાલુ સમય
આબાદી—ઉન્નતિ; ચઢતી
આપ્તજન—સગાંવહાલાં; સંબંધી
આરોગ્યવર્ધક—તંદુરસ્તી વધારનાર
આવશ્યકતા—જરૂરીઆત
ઇચ્છનીય—ઇચ્છવા જોગ, ઇષ્ટ
ઉચ્ચાભિલાષી—ઉચ્ચ આશાઓ રાખનાર
ઉચ્ચારવું—બોલવું
ઉત્કટ—ઉગ્ર, તીવ્ર
ઉત્તીર્ણ—ઓળંગેલું
ઉત્સુક—ઉમંગી
ઉદાહરણ—દૃષ્ટાંત
ઉપદ્રવ—હેરાનગતિ
ઉપર્યુક્ત—ઉપર દર્શાવેલું
ઉપસંહાર—સાર
ઉર—હૃદય
ઉષ્ણ—ગરમ
ઉર્ધ્વગામી—ઉન્નત (માર્ગે)જનાર
ઐતિહાસિક—ઇતિહાસને લગતું
કળાકૌશલ્ય—કળામાં નિપુણતા

ક્રમે ક્રમે–ધીમે ધીમે
કુતર્ક–ખોટો વિચાર
કૂપમંડુક–કુવામાંનો દેડકો
ગર્જના–મોટો અવાજ
ગાઢ–અત્યંત
ચિઠ્ઠી–નાનો કાગળ
જગદીશ–પરમેશ્વર
જનમંડળ–લોકોનો સમૂહ
જનહિતાર્થ–મનુષ્યોના હિત માટે
જર–પૈસો
તાત્કાલિક–તરતનું
તાદૃશ્ય–તેના જેવું
ત્યાજ્ય–ત્યજવા જેવું.
તુલનાશક્તિ–નિર્ણય કરવાની શક્તિ.
તૃષા–તરસ
દસ્તાવેજ–લખત; લેણુ દેણુ સંબંધી લખાણુ
દૃષ્ટિગોચર–દૃશ્યમાન થવું, નજરે પડવું
દંતૂશળ–હાથીનો દાંત
દિન પ્રતિદિન–રાત્રિ દિવસ
દિલાસો–આશ્વાસન, ધીરજ આપવી તે.
દુર્દશા–ખોટી દશા
દુરાચરણુ–ખોટી ચાલચલગત
દુર્વ્યય–ખોટો ઉપયોગ

દેશાન્તર–અન્ય દેશ
દોલત–પૈસો
ધગશ–પુષ્કળ હોંસ
ધર્મગ્રંથ–ધાર્મિક પુસ્તક
ધર્મપરાયણુતા–ધર્મપરની નિષ્ઠા આસ્થા.
નિકટ–પાસે
નિર્ગમન=ગુજારવું તે
નિર્જન–જ્યાં મનુષ્ય ન હોય (સ્થળ) તેવું સ્થળ
નિમકહલાલ–કૃતજ્ઞ
નિરોગી–તંદુરસ્ત
નિરર્થક–નકામું
નિરંતર–હંમેશાં
નિપુણુ–હોશિઆર
નિર્વિઘ્ન–બીલ્કુલ અડચણુ વિ
નિવારણુ–રોકાણુ
નિરધાર્યું–નક્કી કર્યું
નિઃશંક–બેશક, સંદેહ વગર
નિર્વાહ–ભરણુ પોષણુ
નીમક–મીઠું.
નીર–પાણી
નુકશાનકર્તા–નુકશાન કરનાર
નૈસર્ગિક–કુદરતી
પરિચિત–ઓળખીતું
પરિતાપ–દુઃખ
પંક્તિ–હાર

પ્રતિકુળ–વિરૂદ્ધ
પ્રમાદ–આળસ
પ્રશંસનીય–વખાણવા લાયક
પ્રાચીન સમય–જુનો વખત.
પુનરૂક્તિ–ફરીથી કહેવું તે
પુરાણા–પ્રાચીન
પુસ્તકાલય–વાંચનાલય.
પ્રોત્સાહન–હોંસ
પ્રૌઢ–વૃદ્ધ; વિવેકથી ભરેલું.
પૌષ્ટિક–શરીરને પુષ્ટ કરે તેવું.
પૃષ્ઠ–પાનું
બાલ્યાવસ્થા-બાળપણની અવસ્થા
ભાવના–આસ્થા : ઈચ્છા
ભૂષણ–અલંકાર
મહત્વ–અગત્ય
મર્મ–રહસ્ય
મંદગતિ–ઓછી ગતિ.
માવત–હાથીને હાંકનાર
માંગલિક–શુભ
મુક્તિ–છૂટકારો
મુબારકબાદી–અભિનંદન;ધન્યવાદ
મુદ્રણકળા–છાપવાની કળા
રોગગ્રસ્ત–રોગિષ્ઠ, દર્દવાળું.
વકતૃત્વશક્તિ–ભાષણ કરવાની શક્તિ.
વર્જનીય–ત્યાગ કરવા યોગ્ય
વર્તુલ–ગોળ.
વ્યતીત–પસાર થઇ ગએલ
વ્યથા–કષ્ટ.
વ્યાધિ–રોગ
વાતાવરણ–આસપાસની હવા (આસપાસના સંજોગો)
વાનર–વાંદરો
વિગ્રહ–લડાઇ
વિપરીત–અનિષ્ટ
વિપત્તિ–દુઃખ
વિહ્વલ–વ્યાકુળ
વિશિષ્ટતા–અસાધારણ ગુણ
વિજ્ઞપ્તિ–પ્રાર્થના
શિથિલતા–નબળાઇ
શિલા–પત્થર
શુકલપક્ષ–સુદ પખવાડીયું
શુભોપમાલાયક–શુભ ઉપમાને લાયક
શ્રીમંત–પૈસાદાર
શ્રેષ્ઠ–ઉત્તમ
સખાવત–દાન બક્ષીસ.
સદાચરણ–સારી ચાલચલગત સદ્વર્તન
સમાગમ–સહવાસ.
સમશીતોષ્ણ–સરખી ગરમી ને ઠંડીવાળું.
સરિતા–નદી.
સત્સંગ–સારી સોબત

સંપર્ક–સહવાસ.
સંપત્તિ–ધન
સંસર્ગ–સહવાસ
સ્નેહાધીન–સ્નેહને વશ
સ્વચ્છતા–સ્વાસ્થ્ય, સુખરૂપતા
સ્મારકચિહ્ન–યાદગીરીનું ચિહ્ન
સારાસાર– (સાર+અસાર) સારા તથા ખોટાનો વિચાર
સારાંશ–તાત્પર્ય
સિંધુ–દરિઓ
સુવિદિત–સારી રીતે પ્રસિદ્ધ
હલાલ કરવું–કાર્ય બજાવવું (કૃતજ્ઞતાનો ભાવ છે.)
હાનિકર્તા–નુકશાનકર્તા
હીણપદ–હલકું પદ
ક્ષુધાર્ત–ભૂખથી દુઃખિત

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટિ |
|---|---|---|---|
| મુંજબ | મુજબ | ૧ | ૧૪ |
| મૃત્યું | મૃત્યુ | ૨ | ૧૩ (પાસે) |
| રસિકભાઇ | રસિકભાઇ | ૨૧ | ૧૩ |
| — | તે (સ્કોલરશીપ પછી) ઉમેરો. | ૩૦ | ૧૧ |
| પ્રેજ | મેજ | ૪૩ | મથાળે |
| — | [(૨) ને બદલે] (૧) | ૫૦ | ૧ |
| — | [(૧) ને બદલે] (૨) | ૫૦ | ૩ |
| — | મ્રુ (સત્યં પછી) ઉમેરો | ૭૫ | ૧૦ |